ૐ

# वेदान्तसार.

સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં અર્થ અને વિવેચન કરી
મૂળ સંસ્કૃત સાથે છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**પ્રસન્ન**

રણછોડલાલ પ્રાણશંકરની દીકરી.

**અમદાવાદમાં**

**રાયપુર, કામેશ્વરની પોળ.**



**અમદાવાદ.**

માંમાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપ્યો.**

સંવત. ૧૯૫૪. સને. ૧૮૯૮

શરદ પૂર્ણિમા.

કિંમત ૦—૧૦—૦

# પ્રસ્તાવના.

આત્મતત્વ જિજ્ઞાસુઓને વિનંતિ કરવામાં આવે છે કે, આ સંસારનું મૂળતત્વ શું છે? આ વાત જાણવાને માટે અધ્યાત્મ શાસ્ત્ર જેવું બીજાુ કોઈ શાસ્ત્ર નથી. એ અધ્યાત્મ શાસ્ત્રના આચાર્યોના મત ભેદથી અનેક ભેદ થયા છે. પરંતુ એ મતભેદ વાદિયોના અનેક મતોનું મૂળ, અદ્વૈત વેદાન્તનો સિદ્ધાન્ત, બધી બાતે ઉત્તમ છે. તેમજ અનાદિકાળથી અવ્યાહત ચાલ્યો આવે છે. અને તે વેદના મૂળ રૂપ સિધાન્તાનુસારી મહાત્માઓએ તેની કેટલી પ્રશંસા કરી છે, તે આપણે જોઇએ છિયે. કે જેનું મૂલ " **નેહનાનાસ્તિકિંચન** " " **एकमेवाद्वितीयंब्रह्म** " ઇ૦ શ્રુતિયો છે.

આ અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્ત રૂપ અનેક ગ્રન્થો છપાઈ બહાર પડ્યા છે. એ અનેક ગ્રન્થોમાં સઘળા સિદ્ધાન્ત ઘણા વિસ્તારથી નિરૂપણ કરેલા છે. તેથી તેનું જ્ઞાન મેળવવાને ઘણો પરિશ્રમ કરવો પડે છે. માટે આ " વેદાન્તસાર " નામના સંસ્કૃત ગ્રન્થનું ગુજરાતી ભાષાન્તર વિવેચન સાથે કરીને ગુર્જર ભાષાના જાણવાવાળા મુમુક્ષુઓની સમક્ષ મૂકુ છું.

ગુજરાતી ભાષાનું મ્હને જોઇએ તેવું જ્ઞાન ન હોવાથી અને પ્રુફ જોવા સુધારવાની મ્હારામાં શક્તિ ન હોવાથી પ્રેક્ષક દૃષ્ટિથી જોનારને અનેક દોષ દૃષ્ટિએ આવશે, પરંતુ તેના કર્તા કોણ છે, તે ઉપર ધ્યાન આપી દરગુજર કરી મ્હને લખી જણાવવા તસ્દિ લેશો તો બીજી આવૃત્તિ વખતે તે દોષો હું સુધારી લઇશ.

અમદાવાદ, રાયપુર, કામેશ્વરની પોળ.
શરદ પૂર્ણિમા. સંવત્ ૧૯૫૪

ભાષાન્તર કર્તા.



## પૂરવણી:—

રા. રા. દ્વારકાદાસ મોતીલાલ પરિખનાં ધર્મપત્ની અખંડ સૌ. વ. કૃષ્ણાંબાઇનો, આ પુસ્તક તૈયાર કરવાના કામમાં તેમણે મ્હારા પ્રત્યે બતાવેલી ઉદાર વૃત્તિ અને પરોપકાર બુદ્ધિને લીધે મ્હારા ઉપર થયેલો ઉપકાર મ્હારે ક્ષણ પણ વિસરવો જોઇએ નહિ.

વળી સ્વસ્થાન લીંબડીના ઠાકોરશ્રી સર જસવંતસિંહજી, કે. સી. આઇ. ઈ., સાહેબ બહાદૂરનાં ધર્મપત્ની અ. સૌ. વ. બાશ્રી ન્હાનાબાના મ્હારા પ્રત્યેના પ્રેમને લીધે, આ પુસ્તક મુદ્રાંકિત થઈ પ્રસિદ્ધિમાં લાવવાનો એ ધર્માત્માએ જે ધનાશ્રય આપ્યોછે, તેમનો ઉપકાર મ્હારે ધન્યવાદ સાથે માનવો જોઇએ.

સં. ૧૯૫૫, વસન્તઋતુ. } લિ. પ્રસન્ન.

# અર્પણ પત્રિકા.

બ્રહ્મનિષ્ઠ અખંડ સૌ. વ. બાશ્રી બાઇરાજબા,

સ્વસ્થાન લાઠીના ઠાકોરશ્રી સૂરસિંહજી

મહારાજનાં ધર્મપત્ની,

સ્વસ્થાન લાઠી.

આપનો મ્હારા પ્રત્યેનો પ્રેમ, અને આ વેદાન્તસાર ગ્રંથ મુદ્રાંકિત થઈ પ્રસિદ્ધ થવામાં આપનો ઉદાર ધનાશ્રય તથા બ્રહ્મબુદ્ધિમાં આપની શુદ્ધ ચિત્તવૃત્તિ જોઇને, આ મ્હારો યત્કિંચિત શ્રમ હું આપને જ સમર્પણ કરૂં છું.

અમદાવાદ, રાયપુર, કામેશ્વરનીપોળ.
સંવત ૧૯૫૫, વસન્ત ઋતુ.

લિ.
પ્રસન્ન.

॥ ॐ ॥

॥ तत् सत् परमात्मने नमः ॥

# वेदान्त सार.

## ગુજરાતી ભાષાન્તર સહિત.

अखण्डं सच्चिदानन्द मवाङ्मनसगोचरं ॥
आत्मानमखिलाधारमाश्रयेऽभीष्टसिद्धये ॥ १ ॥

**અર્થ:**—જે વાણી અને મનથી પર છે; અને સંસારના આધાર સ્વરૂપ પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદ છે, તેમનો મ્હારા ઇચ્છિત કાર્યની સિદ્ધિને અર્થે હું આશ્રય કરૂં છું. ॥ ૧ ॥

**વિવેચન:**—આ લોકમાં જે મહાત્માઓએ અધ્યયન વિધિ પૂર્વક પૂર્ણ વેદ ભણીને ચૈતન્ય અદ્વિતીય મન વાણીથી પર છે, એવા પૂર્ણ બ્રહ્મનો આશ્રય કર્યો છે. અને જેઓ કામ્ય કર્મથી રહિત છે; અને ઇંટના ઘીસાળીએથી જેમ દર્પણ સ્વચ્છ કરેલું હોય, ને તેમાં નિર્મળ આકાર જેમ દેખાય છે, તેવાં જેનાં અંતઃકરણ નિર્મળ છે. અને કમળના પાંદડા ઉપરના બિન્દુની પેઠે જેનું અંતઃકરણ નિર્લેપ છે, અને જે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ રૂપી ત્રણે તાપથી

મુક્ત છે. અને બ્રહ્માથી માંડીને અલ્પ જીવ પર્યન્ત ક્ષણ ભંગુર સમજે છે. તેમજ જીવના ભોગ વિલાસ માળા ચન્દનાદિ ક્ષણ ભંગુર છે. અને દૈવી ભોગ વિલાસ અમૃતાદિ પણ ક્ષણ ભંગુર છે તે એવી રીતે કે ઉલટી ખાવાની કલ્પના સ્વપ્નમાં પણ થતી નથી એમ જેઓ માને છે; અને જેઓ શમદમાદિ સાધન યુકત છે છતાં જેઓ વેદાર્થથી દેહાદિ અહંકાર પર્યન્ત જડ પદાર્થથી વિલક્ષણ, પોતાના પ્રકાશરૂપ પ્રત્યક્ આત્મામાં બ્રહ્માનંદપણામાં સંશય પામેલા છે, તેવા જીજ્ઞાસુના અલ્પ શ્રવણથી મૂળ અજ્ઞાનની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિની સિદ્ધિને માટે આ પ્રકરણનો આરંભ કરૂં છું. અને તેની સમાપ્તિ થઈ તેના શુભ ફળની પ્રાપ્તિને માટે પણ ઇષ્ટદેવને નમસ્કાર કરૂં છું. લક્ષણ રૂપ મંગલાચરણ અવશ્ય કરવું જોઇએ, તેથી લક્ષણ અનુબન્ધનું નિરૂપણ કરવા માટે પરમાત્માને નમસ્કાર કરૂં છું.

**अखण्डं** એટલે જે ત્રણે કાળમાં ખણ્ડિત નથી તે. ઇચ્છિત મોક્ષની સિદ્ધિને અર્થે જીવ બ્રહ્મનું ઐકય પ્રતિપાદન કરવાને યત્નવાન થાઉં છું. શંકાકાર કહે છે કે, વિષય રહિત આત્મા છે, તેની પ્રાપ્તિ કેમ થાય ? **अखिलाधारमिति** ચરાચરાત્મક પ્રપંચના વિવર્ત અધિષ્ટાન કારણત્વના આક્રાન્ત બ્રહ્મજ પ્રતિપાદન થાય છે. શુદ્ધને કાંઈ જ નથી. જો શુદ્ધને તમે કહેતા હો તો તેને દૃશ્યપણાની દોષાપત્તિ પ્રાપ્ત થાય છે. કેમ કે **अवाङ्मनसगोचरमिति । " यतो वाचो निवर्तन्ते "** ઇત્યાદિ શ્રુતિ પણ કહે છે કે, વાણી અને મન જેને પ્હોંચી શકતું નથી. અને અવર્ણનીય છે. આ વિષયના પ્રતિપાદનથી બ્રહ્મનું અવિષયપણું જણાવ્યું છે. બ્રહ્મને વિષયપણાથી જણાવવા માગશો તો તે ઉચ્ચાર માત્ર છે. પણ જો બ્રહ્મને વિષયનું કારણ ક-

હેશે તો માટીના ગોળાની પેઠે તેને અનિત્યપણું પ્રાપ્ત થશે. માટે આ શંકાને દૂર કરે છે. । **सदिति** । નાશના અભાવથી ઉપલક્ષિત સ્વરૂપને બતાવે છે. " **सदेव सौम्येदमग्र आसीद** " હે ! સૌમ્ય પૂર્વે આ સતરૂપ હતું. (સતરૂપ બ્રહ્મ) હવે જડપણાની શંકાને લેઇ-ને કહે છે. । **चिदिति** । **स्वप्रकाश चैतन्य स्वरूपमिति,** ચૈતન્ય રૂપ તે પોતાની મેળે પ્રકાશે છે. ત્યારે તેને અપુરુષાર્થપણું પ્રાપ્ત થાય છે, માટે તેને જાણવાને કિયો આધાર લેવો. । **आनंदमिति** । એટલે પરમ આનંદરૂપ છે. "લસણ ખાધા છતાં પણ વ્યાધિ શાન્ત થયો નહિ" એ ન્યાયાનુસાર બ્રહ્મનું જ્ઞાન શ્રવણ કર્યા છતાં પણ અધિષ્ઠાન જે બ્રહ્મ તેના કરતાં પ્રપંચ જે જગત્ તે અધિષ્ઠાનથી ભિન્ન ભાસતું રહે છે, એટલે અદ્વૈત શી રીતે થાય ? એ શંકાને તૃણવત્ ગણીને કહે છે. । **अखंडमिति** । [1]સ્વજાતીય ભેદ, [2]વિજા-તીય ભેદ અને [3]સ્વગત્ ભેદ એ ત્રણેથી રહિત છે. આ ગ્રંથમાં

---

૧ સ્વજાતીય ભેદ એટલે:—
પ્રાણીના ચાર ભેદ છે, તે એ કે:—
૧ જરાયુજ. ૨ સ્વેદજ. ૩ અંડજ. ૪ ઉદ્‌ભિજ.
૧ જરાયુજ એટલે ઓરવાળાં પ્રાણી મનુષ્ય અને પશ્વાદિ;
૨ સ્વેદજ એટલે પરસેવાથી માંકણ જુ વિગેરે જે ઉત્પન્ન થાય છે, તે.
૩ અંડજ એટલે ઈંડામાંથી બ્રહ્મા, પક્ષી, સર્પ, માંછલી વિગે-રે ઉત્પન્ન થયેલું તે;
૪ ઉદ્‌ભિજ એટલે પૃથ્વીને ફોડીને વૃક્ષાદિ જે ઉત્પન્ન થાય છે તે. આમાં ત્રણ પ્રકારના પ્રાણીનો સમાવેશ થાય છે.
૨. વિજાતીય એટલે, પોતાના કરતાં અન્ય જાતીનું.
૩. સ્વગત્ ભેદ એટલે, જેમ ઝાડને ડાળ પાંદડાં ઇત્યાદિ-થી ભેદ છે તે.

સચ્ચિદાનંદ પ્રયોજન રૂપ છે; અને અખંડ એ વિષય છે; તથા શાસ્ત્રનો જે વિષય તે પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સમ્બન્ધ કહેવાય છે. આ ત્રણે બાબતો જાણવાની જેને ઇચ્છા છે, તે અધિકારી કહેવાયછે. આવી રીતે ચારે સાધનોથી સંપૂર્ણ યુક્ત ગ્રન્થનું વિવેચન કરૂંછું. ॥ ૧ ॥

**अर्थतोऽप्यद्वयानन्दमतीतद्वैतभानतः ॥**

**गुरूनाराध्यवेदान्तसारंवक्ष्येयथामति ॥ २ ॥**

**અર્થ:**—જેને કદાપિ દ્વૈતનું ભાન થયુ નથી, એવા અદ્વૈત સ્વરૂપ અદ્વયાનન્દ નામવાળા ગુરુ દેવને નમસ્કાર કરીને વેદાન્તશાસ્ત્રના સારભૂત "**वेदान्तसार**" નામના ગ્રંથની ગ્રન્થી કરૂંછું. ॥ ૨ ॥

વિવેચન, "**यस्यदेवेपराभक्तिर्यथादेवेतथागुरौ ॥**

**तस्यैतेकाथिताह्यर्थाःप्रकाशंतेमहात्मनः ॥**"

જે મહાત્માની દેવ ઉપર પૂર્ણ ભક્તિ અને જેવી દેવ ઉપર તેવીજ ગુરુ ઉપર છે તે મહાત્માને બોધેલા અર્થનો પૂરો પ્રકાશ પ્રાપ્ત થાય છે. આવી ગુરુ ભક્તિ બતાવવા સારૂ ગુરુને આ શ્લોક વડે નમસ્કાર કર્યો છે.

**अर्थतोऽपीति** ડિત્થ, કપિત્થ ઇત્યાદિ સંજ્ઞામાત્રેજ નહિ, પણ અર્થથી પણ જે અદ્વયાનંદ નામને સાર્થક કરે છે.

એવા—ગુરુને નમસ્કાર કરી વેદાન્ત સારને મ્હારી બુદ્ધિ પ્રમાણે હું કહીશ. । **अतीतद्वैतभानतइति** । જેથી દ્વૈતનું ભાન ગયું છે, તેને અતીત કહે છે. સર્વ ભેદનું જ્ઞાન જેમણે નિરાકરણ કર્યું છે;

એવા ગુરુને મન, વાણી અને કાયાથી પ્રત્યક્ષ નમસ્કાર કરી ઉપનિષદ્ વાક્યથી ઉદ્‌ભવેલું વેદાન્તના સિદ્ધાન્તનું રહસ્ય અને સાર જેમાં છે, તે જાણવાથી ફરીને જાણવાનું કાંઇ પણ રહેતું નથી તેવા વેદાન્ત સારને યથામતિ વર્ણવીશ. ॥ ૨ ॥

—⁂—

**वेदान्तोनामउपनिषत्प्रमाणं ॥**

**तदुपकारीणिशारीरकसूत्रादीनिच ॥ ३ ॥**

**અર્થ:**—સ્વતઃ સિદ્ધ પ્રમાણરૂપ ઉપનિષદો તથા તેના અર્થનો સંગ્રહ કરનારાં શારીરક સૂત્ર વિગેરે અધ્યાત્મ શાસ્ત્રો વેદાન્ત નામથી ઓળખાય છે. ॥ ૩ ॥

**વિવેચન:**—સર્વ કોઇ વસ્તુનો વિચાર કરે; અને જાણે તેવા ઉદ્દેશથી હું વેદાન્તને વર્ણવીશ. ઉપનિષદ્‌નું બીજું કાંઇ પ્રમાણ નથી, તેનું પ્રમાણ તેજ ઉપનિષદ્ છે. વેદાન્તના વાક્યોનો ખુલાસો ઉપનિષદો કે જેમાં શારીરિક સુત્રો આદિ આવ્યાં છે તેથી થાય છે. "**अथातोब्रह्मजिज्ञासेत्यादीनिसूत्राणि**" આદિ શબ્દ વડે એવું સમજવું કે, ભગવદ્‌ગીતાદિ અધ્યાત્મ શાસ્ત્રોને પણ ગ્રહણ કરીએ છિયે. કારણ કે આ શાસ્ત્રો ઉપનિષદ્‌ના ખુલાસારૂપ છે, ॥ ૩ ॥

—⁂—

**अस्यवेदान्तप्रकरणत्वात्तदीयैरेवानु**

**बन्धैस्तद्वत्तासिद्धेर्नतेपृथगालोचनीयाः ॥ ४ ॥**

**અર્થ:**—આ ગ્રન્થ વેદાન્ત શાસ્ત્ર પૈકીનો છે, માટે વેદાન્ત શાસ્ત્રના બીજા ગ્રન્થો ભણવાથી જે ફળ થાય છે, તે ફળ આ વેદા-

ન્તસાર ભણવાથી પણ થશે. તેથી વેદાન્તના બીજા ગ્રન્થોમાં જે ચાર અનુબન્ધ ( અધિકારી, વિષય, સમ્બન્ધ, પ્રયોજન ) કહ્યા છે. એ ચાર અનુબન્ધ દ્વારા આ ગ્રન્થની અનુબન્ધ કાર્ય્ય સિદ્ધિ થાય છે, તેથી આ ગ્રન્થમાં બીજાં અનુબન્ધોના વિચાર કરવાનું કાંઇ કારણ નથી. ॥ ૪ ॥

**વિવેચનઃ**—જો કે આ ગ્રન્થ ચારે અનુબન્ધને અનુસરીને લખ્યો છે, તો પણ તે ચારે અનુબન્ધોનું સ્પષ્ટ રીતે વર્ણન કર્યા સિવાય વાંચનારાઓની ધ્યાનમાં આવે નહિ, માટે તે ચારે અનુબન્ધોને વિસ્તાર પૂર્વક વર્ણવીશ. ॥ ૪ ॥



**तत्रानुबन्धोनामअधिकारिविषयसम्बन्धप्रयोजनानि ॥ ५॥**

**અર્થઃ**—અધિકારી, વિષય, સમ્બન્ધ અને પ્રયોજન એને વેદાન્તમાં અનુબન્ધ ચતુષ્ટય કહે છે. આ ચાર અનુબન્ધોથી વેદાન્ત શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે. ॥ ૫ ॥



**अधिकारीतुविधिवदधीतवेदवेदाङ्गत्वेनापाततोऽधिगताखिलवेदार्थोऽस्मिन्जन्मनिजन्मान्तरे वाकाम्यनिषिद्धवर्जनपुरःसरंनित्यनैमित्तिकप्रायश्चित्तोपासनाऽनुष्ठानेननिर्गतनिखिलकल्मषतयानितान्तनिर्मलस्वान्तः साधनचतुष्टयसम्पन्नःप्रमाताधिकारी ॥ ६ ॥**

**અર્થ;**—વેદમાં કહેલા અધ્યયનના વિધિને અનુસરીને જેણે

વેદ ( ઋક્, યજુઃ, સામ, અથર્વ ) અને વેદાઙ્ગ, (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ, જ્યોતિષ ) નું અધ્યયન કરીને સામાન્ય રીતે જેણે બધો વેદાર્થ જાણ્યો છે, અને આ જન્મમાં અને પૂર્વ જન્મમાં કામ્ય અને નિષિદ્ધ કર્મ તજીને જે નિત્ય, નૈમિતિક પ્રાયશ્ચિત અને ઉપાસના ઇત્યાદિ કાર્યોનાં અનુષ્ઠાન કરી જેનાં સમ્પૂર્ણ પાપને નાશ થયો છે, અને તેથી જેનું અન્તઃકરણ અત્યન્ત નિર્મળ થયું છે; તથા જે પુરૂષ સાધન ચતુષ્ટય સમ્પન્ન છે, તે પુરૂષ ઇશ્વરના તત્વનો વિચાર કરવામાં એટલે વેદાન્ત શાસ્ત્રોનો અભ્યાસ કરવાને અધિકારી છે. ॥ ૬ ॥



काम्यानिस्वर्गादीष्टसाधनानि ज्योतिष्टोमादीनि ॥ निषिद्धानि नरकाद्यनिष्टसाधनानि ब्रह्महननादीनि ॥ नित्यानि अकरणे प्रत्यवायसाधनानि सन्ध्यावन्दनादीनि ॥ नैमित्तिकानि पुत्रजन्माद्यनुबन्धीनि जातेष्टयादीनि ॥ प्रायश्चित्तानि पापक्षयमात्रसाधनानि चान्द्रायणादीनि । उपासनानि सगुणब्रह्मविषयकमानसव्यापार रूपाणि शाण्डिल्यविद्यादीनि ॥ एतेषांनित्यादीनां बुद्धिशुद्धिःपरंप्रयोजनम् । उपासनानान्तु चित्तैकाग्र्यम् ॥ "तमेतमात्मानंवेदानुवचनेन ब्राह्मणा विविदिषन्तियज्ञेने" त्यादिश्रुतेः "तपसाकल्मषंहन्ति" इत्यादिस्मृतेश्च ।

**नित्यनैमित्तिकयोरुपासनानाञ्च अवान्तरफलं पितृलोक सत्यलोकप्राप्तिः "कर्म्मणा पितृलोको विद्यया देवलोकः" इत्यादिश्रुतेः ॥ ७ ॥**

**અર્થ:—**સ્વર્ગાદિમાં સુખ મળવાના કારણ રૂપ—અગ્નિષ્ટોમાદિ યજ્ઞનું નામ કામ્ય કર્મ્મ છે. નરકાદિ દુઃખ ભોગના સાધન રૂપ—બ્રાહ્મણ વધાદિ નિષિદ્ધ કર્મ્મ કહ્યાં છે. જે ન કરવાથી અનેક પાપ ઉત્પન્ન થાય છે, એવાં સન્ધ્યા વન્દનાદિ નિત્ય કર્મ્મ કહ્યાં છે. પુત્રની ઉત્પત્તિ આદિ કર્મ્મના ઉદ્દેશથી કરીએ, એવાં જ્યોતિષ્ટોમાદિ કાર્યને નૈમિત્તિક કર્મ્મ કહે છે. જે કરવાથી પાપનો નાશ થઇ જાય એવાં ચાન્દ્રાયણાદિ વ્રતને પ્રાયશ્ચિત કહે છે. સગુણ બ્રહ્મ વિષયક શાણ્ડિલ્ય વિદ્યાને ઉપાસના કહે છે. ઉપર કહેલાં નિત્ય, નૈમિત્તિક કર્મ્મ અને પ્રાયશ્ચિત એનું કેવળ ચિત્ત ( અંતઃકરણ ) શુદ્ધિ જ પ્રયોજન છે, ઉપાસનાનું મુખ્ય પ્રયોજન કેવળ ચિત્તની એકાગ્રતા છે. અન્તઃકરણની નિર્મળતા થયા પછી પહેલાં કહી ગયા તેવા કાર્યોનું કાંઈ પ્રયોજન રહેતું નથી. આ વિષયને માટે શ્રુતિ કહે છે કે, " વેદ ભણવા, યજ્ઞ કરવા, તપ કરવાં; અને અનશન ( ચાન્દ્રાયણ ) આદિ વ્રત કરવાથી બ્રાહ્મણવર્ગ પરમાત્માને ઓળખવાની ઇચ્છા કરે છે. વળી સ્મૃતિ પણ કહે છે કે, " તપ કરવાથી પાપનો નાશ થાય છે. " અને નિત્ય નૈમિત્તિક ઉપાસનાનું કાંઇક પ્રાસઙ્ગિક ફળ થાય છે. કેમ કે શ્રુતિએ કહ્યું છે કે, " કર્મ્મ દ્વારા પિતૃ લોકની પ્રાપ્તિ થાય છે; અને તપશ્ચર્યા અને ઉપાસના દ્વારા દેવલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ७ ॥

**साधनानि नित्यानित्यवस्तु विवेकेहामुत्रफलभोगविराग शमदमादिसम्पत्ति मुमुक्षुत्वानि ॥ ८ ॥**

**અર્થઃ**—પૂર્વે કહેલાં ચાર સાધનોને કહુંછું. નિત્ય અને અનિત્ય વસ્તુનો વિચાર તેને વિવેક કહે છે. આ લોકનાં અને પરલોકનાં ફળ ભોગવવાની ઇચ્છા ન રાખવી તેને વૈરાગ્ય કહે છે. [1]શમદમ આદિ સાધન સમ્પત્તિ મેળવવી તેને ષટ્સમ્પત્તિ કહે છે. મોક્ષ મેળવવાની ઇચ્છા રાખવી તેનું નામ મુમુક્ષુતા કહે છે. આ ચારે સાધન ચતુષ્ટય કહેવાય છે. ॥ ૮ ॥

---

**नित्यानित्यवस्तुविवेक स्तावद्ब्रह्मैवनित्यंवस्तुततोऽन्यदखिलमनित्यमिति विवेचनम् ॥ ९ ॥**

**અર્થઃ**—આ સંસારમાં બ્રહ્મ છે તે જ નિત્ય છે, એ સિવાયની બીજી જે વસ્તુઓ છે તે અનિત્ય છે. આ પ્રકારના વિચારને નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કહે છે. ॥ ૯ ॥

---

૧ શમદમાદિષટ્સમ્પત્તિ એટલે શું ?

૧. શમ એટલે સર્વ વાસનાઓનો ત્યાગ કરવો તે.
૨. દમ એટલે શબ્દાદિ બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોને રોકવી તે,
૩. ઉપરતિ એટલે સર્વ પ્રપંચથી નિવૃત્તિ રાખવી તે.
૪. તિતિક્ષા એટલે શીતોષ્ણાદિની સહનતા તે.
૫. શ્રદ્ધા એટલે વેદાન્ત શાસ્ત્રના વાકયો ઉપર આસ્થા રાખવી તે.
૬. સમાધાન એટલે સત લક્ષ્ય જાણવામાં ચિત્તની એકાગ્રતા રાખવી તે.

**ऐहिकानांस्रक्चन्दनादिविषय भोगानां कर्म्मजन्यतया अनित्यत्ववदामुष्मिकानामप्यमृतादिविषय भोगानामनित्य तया तेभ्योनितरांविरातिरिहामुत्रफलभोगविरागः ॥ १० ॥**

**અર્થ:**—જેમ કર્મ્મને અનુસરીને પ્રાપ્ત થવા વાળા આ સંસારના માળાચન્દનાદિ ભોગ તેમ જ સ્વર્ગાદિકના અમૃતાદિ ભોગ પણ અનિત્ય છે, માટે બન્ને લોકના ભોગની ઇચ્છાની નિવૃત્તિ તેને આ લોક અને પરલોકના ફળનો વિરાગ કહે છે. ॥ ૧૦ ॥

**शमदमाद्यस्तु शमदमोपरतितितिक्षासमाधानश्रद्धाः ॥ ११ ॥**

**અર્થ:**—હવે શમદમાદિનું નિરૂપણ કરૂં છું. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, અને શ્રદ્ધા આ બધા વ્યવહારમાં શમદમાદિ નામથી ઓળખાય છે. ॥ ૧૧ ॥

**शमस्तावत्श्रवणादिव्यतिरिक्तविषयेभ्योमनोनिग्रहः ॥ १२ ॥**

**અર્થ:**—તત્વજ્ઞાનનું શ્રવણ, મનન, ને નિદિધ્યાસનથી બીજા જે અન્ય વિષયો તેથી મનનું (અન્તર ઇન્દ્રિય) ને પાછું ખેંચી લેવું, તેને શમ કહે છે. ॥ ૧૨ ॥

**વિવેચન:—। शमस्तावदिति ।** જેમ તીવ્ર ક્ષુધા લાગી હોય તે વેળા ભોજન સિવાય બીજું કાંઇ રુચતું નથી, ભોજનમાં વિલંબ થાય તે પણ સહન થતો નથી, તેમ ભોગના વિષય સ્રક્ચંદન વનિતાદિક ઉપર અત્યંત અરૂચિ અને તત્વજ્ઞાનનાં સાધન શ્રવણ

મનન નિદિધ્યાસન ઉપર અત્યંત અભિરુચિ થતાં પૂર્વ જન્મની વાસનાના બળને લીધે શ્રવણાદિ સાધનથી ઉઠી જતાં અને સ્રકચંદનાદિ વિષય તરફ દોરાતાં, મનને જ અંતઃકરણની વૃત્તિ પાછુ ખેંચે છે—તે વૃત્તિનું નામ શમ છે. ॥ ૧૨ ॥



**दमः—बाह्येन्द्रियाणां तद्व्यतिरिक्तविषयेभ्योनिवर्त्तनम् ॥ १३ ॥**

**અર્થ:**—ઇશ્વરના શ્રવણાદિક સિવાય બીજા વિષયથી બાહ્યેન્દ્રિયને પાછી ખેંચી લેવી એનું નામ દમ. ॥ ૧૩ ॥

**વિવેચન:**— **दमइति** । જ્ઞાન સાધન શ્રવણ મનનાદિકથી વિલક્ષણ શબ્દાદિ વિષયોમાં પ્રવર્તમાન શ્રોત્રાદિ બાહ્યેન્દ્રિયો જે વૃત્તિ વિશેષથી નિવૃત્ત થાય, તેને દમ કહે છે. ॥ ૧૩ ॥



**निवर्तितानामेतेषां तद्व्यतिरिक्तविषयेभ्यउपरमणमुपरतिः । अथवाविहितानां कर्म्मणां विधिना परित्यागः ॥ १४ ॥**

**અર્થ:**—તે જૂદા વિષયથી ખેંચેલી બાહ્યેન્દ્રિયોનું દમન કરવું, અથવા વિધિ વાક્યથી કહેલાં કર્મોનો વિધિ પૂર્વક ત્યાગ કરવો, તેનું નામ ઉપરતિ કહે છે. ॥ ૧૪ ॥



**तितिक्षा शीतोष्णादिसहिष्णुता ॥ १५ ॥**

**અર્થ:**—ટહાડ, તડકો સુખ દુઃખ ઇત્યાદિને સહન કરવું તેને તિતિક્ષા કહે છે. ॥ ૧૫ ॥



**निगृहीतस्य मनसः श्रवणादौ तदनुगुण विषयेचसमाधिः समाधानम् ॥ १६ ॥**

**અર્થ:**—આ રીતે નિગ્રહ કરેલા મનની ઇશ્વર સમ્બન્ધી શ્રવણાદિ કિંવા તેના સરખા વિષયોમાં મનની એકાગ્રતા વાળી અવસ્થાનું નામ સમાધાન કહે છે. ॥ ૧૬ ॥

**વિવેચન:**—શબ્દાદિ વિષયોથી રોકેલા અંતઃકરણને શ્રવણાદિ ઇન્દ્રિયોમાં, તેના ગુણોમાં, તેના ઉપકારમાં, અને અમાનીપણાદિ સાધન વિષયમાં નિરન્તર સમાધિ અને તેનું ચિન્તવન કરવું તેને સમાધાન કહે છે. ॥ ૧૬ ॥



**गुरुवेदान्त वाक्येषु विश्वासः श्रद्धा ॥ १७ ॥**

**અર્થ:**—ગુરુદેવના વચનોમાં તથા ઉપનિષદાદિ વેદાન્ત શાસ્ત્રના વચનોમાં વિશ્વાસ રાખવો તેને શ્રદ્ધા કહે છે. ॥ ૧૭ ॥



**मुमुक्षुत्वं मोक्षेच्छा ॥ १८ ॥**

**અર્થ:**—મોક્ષની જેને ઇચ્છા થાય છે, તેને મુમુક્ષુત્વ કહે છે. ॥ ૧૮ ॥



**एवम्भूतःप्रमाताऽधिकारी "शान्तोदान्तः" इत्यादिश्रुतेः तथाचोक्तम्—"प्रशान्तचित्तायजितेन्द्रियाय प्रक्षीणदोषाय यथोक्तकारिणे ॥ गुणान्वितायानुगतायसर्वदा प्रदेयमेतत्सकलं मुमुक्षवे" इति ॥ १९ ॥**

**અર્થ:**—જે પૂર્વે કહેલાં ચાર સાધન યુકત હોયછે તેને વેદાન્ત શાસ્ત્રનો અધિકારી કહે છે. આ સમ્બન્ધે "**शान्तोदान्तः**" ઇત્યાદિ શ્રુતિ પ્રમાણ છે. વળી કહ્યું છે કે—"જે શિષ્યોનું ચિત્ત શાન્ત અને જે જીતેન્દ્રિય અને જેના દોષ ક્ષીણ થયા છે અને જે આજ્ઞાકારી, ગુણવાન્ હમેશાં અનુગત તથા મોક્ષની ઇચ્છા કરવા વાળો છે, તેને આ સઘળા વિષયનો ઉપદેશ કરવો. ॥ ૧૯ ॥

—:०:—

**विषयो जीवब्रह्मैक्यंशुद्धचैतन्यं प्रमेयं ।**
**तत्रैव वेदान्तानां तात्पर्यात् ॥ २० ॥**

**અર્થ:**—જીવ ચૈતન્ય અને બ્રહ્મ ચૈતન્યનું એક્ય શુદ્ધ ચૈતન્યનો પ્રમેય ભાગ તે વિષય છે, કેમકે વેદાન્ત શાસ્ત્રના એ વિષયનું તાત્પર્ય છે. ॥ ૨૦ ॥

**વિવેચન:**—અવિદ્યા એ આરોપિત સર્વજ્ઞ અલ્પજ્ઞ વિગેરે માટે વિરૂદ્ધ ધર્મ દૂર કરતાં બાકી રહેલું જે શુદ્ધ ચૈતન્ય જાણવા યોગ્ય સ્વરૂપ તે જ બધા વેદાન્ત વાકયોનો વિષય છે. ॥ ૨૦ ॥



**सम्बन्धस्तु तदैक्य प्रमेयस्यतत्प्रातिपादकोपनिषत्प्रमा-**

णस्य च बोध्यबोधकभावलक्षणः ॥ २१ ॥

**અર્થ:**—જીવ અને બ્રહ્મનું ઐકય સ્વરૂપ જે પ્રમેય છે તે અને તેને પ્રતિપાદન કરનાર ઉપનિષદાદિ પ્રમાણુ તેનો બોધ્ય બોધક ભાવ સંબંધ છે. ॥ ૨૧ ॥



प्रयोजनन्तुतदैक्य प्रमेयगताज्ञाननिवृत्तिः । तत्स्वरूपानन्दावाप्तिश्च ॥२२॥

**અર્થ:**—જીવ બ્રહ્મની એકતા જે પ્રમેય છે તે વિષયના અજ્ઞાનની નિવૃત્તિ અને તેના ફળરૂપ તેના સ્વરૂપના આનન્દની પ્રાપ્તિ તે વેદાન્ત શાસ્ત્રમાં પ્રયોજન કહે છે. ॥ ૨૨ ॥

**વિવેચન:**—લોકમાં અપ્રાપ્ત સ્વર્ગાદિની પુરુષાર્થ વડે ક્રિયા સાધ્ય ફળપ્રાપ્તિ છે. પણ અહિંઆં જે નિત્ય પ્રાપ્ત આત્મ સ્વરૂપ તેની પ્રાપ્તિ ક્રિયાસાધ્યના અભાવે પુરૂપાર્થના અભાવથી કેવી રીતે થાય એવી શંકા કરવી નહિ. કેમ કે અપ્રાપ્તને પુરૂપાર્થના નિયમનો અભાવ છે, જેમ, કોઇએ ગળામાં દાગીનો પહેર્યો છતાં વિસરી જવાથી તેને દિલગીરી થાય, તેને બીજો માણસ કહે કે, ત્હારા ગળામાં છે, તે જ દાગીનાને તું ખોળે છે કે? આમ કહેવાથી જેમ તેને પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે, તેમ અજ્ઞાન મોહ અંધકાર વડે વિંટાયેલો હોવાથી પોતાનું સ્વરૂપ ભૂલી ગયેલા પુરૂપને ગુરૂ શ્રુતિ વાકય શ્રવણુ થયા પછી અજ્ઞાનરૂપી અન્ધકાર નાશ પામે છે અને સ્વયંપ્રકાશ ચૈતન્ય સ્વરૂપ પ્રાપ્તની જ પ્રાપ્તિ થાય છે. ॥ ૨૨ ॥



"तरति शोकमात्मविदि" त्यादिश्रुते।"ब्रह्मवेदब्रह्मैवभवती" त्यादिश्रुतेश्च ॥ २३ ॥

**અર્થ:**—ઉપર કહેલા વિષયમાં શ્રુતિનું પ્રમાણ છે.—"આત્મજ્ઞાની શોકથી વિમુક્ત થઈ જાય છે." "જે બ્રહ્મવેત્તા થાય છે, તે બ્રહ્મનું સ્વરૂપ થઈ જાય છે." ॥ ૨૩ ॥



अयमधिकारी जननमरणादि संसारानलसन्तप्तो दीप्तशिरा जलराशिमिवोपहारपाणिः श्रोत्रियंब्रह्मनिष्ठं गुरुमुपसृत्य तमनुसरति "तद्विज्ञानार्थं सगुरुमेवाभि गच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठमि" त्यादिश्रुतेः। सगुरुः परम कृपया अध्यारोपापवाद न्यायेनैनमुपदिशति ॥ "तस्मैविद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताययेनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच ता तत्वतो ब्रह्मविद्यामि" त्यादिश्रुतेः ॥ २४ ॥

**અર્થ:**—ઉપર કહ્યો તેવો અધિકારી જન્મ મરણાદિક સંસાર અગ્નિથી તપાયમાન થઈ સમિધાદિ સામગ્રી હાથમાં લઈ જેવી રીતે કોઇ પુરૂષનું માથું બાળવા માંડે છે અને તે પુરૂષ જળાશયમાં જાય છે, એવી જ રીતે વેદાન્તના પારદર્શી બ્રહ્મવેત્તા ગુરુના સન્મુખ જઈ ગુરુની સેવા કરે, કેમ કે શ્રુતિએ એવું કહ્યું છે કે,

" બ્રહ્મનિષ્ટ સદ્ગુરુના સન્મુખ જાય." પરમ કૃપાળુ ગુરુ અધ્યારોપ અને અપવાદ એ ન્યાયદ્વારા, અર્થાત્ અખંડ બ્રહ્મ સ્વરૂપનો વિધિવાક્યો વડે ઉપદેશ થઇ શકતો નથી તેથી અધ્યારોપ અને અપવાદ એ ન્યાયદ્વારા **नेहनानास्तिकिंचन** ઇત્યાદિ શ્રુતિઓને અનુસરીને અવિદ્યાએ કરી ન્હાના પ્રકારના પદાર્થોના મિથ્યા ભાસથી નિષેધ દ્વારા અને **सत्यं ज्ञानमनन्तंब्रह्म** ઇત્યાદિ શ્રુતિને અનુસરી લક્ષણા કરી વિધિ વાક્યો દ્વારા શિષ્યને ઉપદેશ કરે કેમ કે શ્રુતિમાં પણ કહ્યું છે કે,— "જેનામાં વિદ્યા દ્વારા એ સચ્ચિદાનન્દ પૂર્ણબ્રહ્મનું વિશેષ જ્ઞાન હોય છે, તેવા બ્રહ્મવેત્તા ગુરુ બ્રહ્મવિદ્યા દ્વારા શિષ્યને ઉપદેશ કરે છે." ॥ ૨૪ ॥

**વિવેચન:—। अयमधिकारीइति ।** ઉપર કહ્યો છે, તેવો લક્ષણવાન બુદ્ધિશાળી અધિકારી પુરૂષ ગુરુના સમીપ જાય છે. શંકાકાર કહે છે કે, સંસારમાં આસકત ચિત્તવાળાને વિષયના લુબ્ધપણાની પીડાથી રહીતને ગુરુના સમિપ જવું અયોગ્ય છે. આ શંકાકારને સમાધાનકાર કહે છે કે, જેમ અર્ધ સળગતા માથાવાળો પુરૂષ દાહની પીડા મટાડવાને જળસમુદ્ર સમીપ જાય છે, તેમ સંસારરૂપ અનળથી એટલે જન્મ મરણ આધિ વ્યાધિ વિગેરેથી તપેલો પુરુષ તેમાંથી નિવૃત્ત થવાને, અને પોતાના મનુષ્ય સ્વરૂપને જાણવાની ઇચ્છાથી, સંસારથી નિવૃત્ત કરનાર શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ હાથમાંના આંબળાની પેઠે પ્રત્યક્ષ સ્વપ્રકાશ આત્મ સ્વરૂપનું ભાન કરાવનાર ગુરુના સમીપ જઇને તેમની મરજી માફક વર્તી, મન, વાણી,

કાયા, અને કર્મ વડે કરીને સેવામાં તત્પર રહેવું. આ અર્થને શ્રુતિનું ઉદાહરણ આપે છે. समित्पाणिरिति । अथ गुरुकृत्यमाह । स गुरुः परमकृपयेति । ઉપર કહી ગયા તેવા ગુરુ શિષ્યને ઉપદેશ કરે છે. તે પ્રસંગે શંકાકાર શંકા ઉઠાવે છે કે, ઉત્કૃષ્ટ, રહસ્ય જાણુવાવાળાને પણ બ્રહ્મ સ્વરૂપનો કેમ ઉપદેશ કરે છે? તેનું સમાધાન એ છે કે, કૃપાવડે કરીને સાધનનો અભાવ છે. માટે અખંડ અગોચર બ્રહ્મનું સ્વરૂપ છે તેથી ઉપદેશ કરવાને અશક્ય છે. ત્યારે તેનો શી રીતે ઉપદેશ કરશો? "। नेह नानास्ति किंचन । " "सत्यं ज्ञानमनंतं ब्रह्म " । ઇત્યાદિ શ્રુતિ લક્ષણાવિધિથી ઉપદેશ કરે છે. ॥ ૨૪ ॥



असर्पभूते रज्जौ सर्पारोपवद्वस्तुन्यवस्त्वारोपः । वस्तु सच्चिदानन्दमद्वयं ब्रह्म। अज्ञानादिसकलजडसमूहः अवस्तु। अज्ञानं तु सदसद्भ्यामनिर्वचनीयं त्रिगुणात्मकं ज्ञानविरोधि भावरूपं यत्किञ्चिदिति वदन्ति । अहमज्ञ इत्याद्यनुभवात् ।"देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्" त्यादिश्रुतेश्च॥२५॥

**અર્થ:**—પૂર્વે કહેલા ન્યાયના વિષયમાં લૌકિક દૃષ્ટાન્ત જોવામાં આવે છે. દોરડી કોઈ પણ સમયે સર્પ થતી નથી. પરન્તુ જે વખતે એ દોરડીમાં સર્પનો ભ્રમ થાય છે, તે ભ્રમનું નામ અજ્ઞાન કહે છે. એ અજ્ઞાનને અધ્યારોપ કહે છે. સચ્ચિદાનંદ, અદ્વિતીય

પૂર્ણ બ્રહ્મ વસ્તુ છે; અને અજ્ઞાનાદિ બધા જડ પદાર્થ સમૂહ અવસ્તુ છે. સત્ અને અસત્‌થી ભિન્ન, સત્વ, રજ, અને તમ આ ત્રણ ગુણવાળું, જ્ઞાનનું વિરોધિ, ભાવરૂપ જે કાંઈ પદાર્થ છે, તેને અજ્ઞાન કહે છે. આ વિષયમાં અનુભવજ પ્રમાણ છે. જેમ હું અજ્ઞાની છું, હું પોતાને જાણતો નથી, તે જ અજ્ઞાનનું સ્વરૂપ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, પ્રકાશરૂપ આત્માની શક્તિ પોતાના સત્વગુણાદિ દ્વારા વિંટાઇને ગુપ્તભાવમાં રહે છે. ॥ ૨૫ ॥

**વિવેચન:**—વ્યવહારિક રીતે ખરી માનેલી દોરડીમાં અવસ્તુ રૂપ સર્પનો આરોપ થાય છે. એટલે રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે ત્યારે રજ્જુગત ચૈતન્યમાં તેજ ચૈતન્યમાં રહેલી અવિદ્યાના કાર્ય રૂપ સર્પ જણાય છે. પણ જ્યારે પછીથી કાળજી રાખીને જોવામાં આવે છે ત્યારે તે અવિદ્યાના અધિષ્ઠાન રજ્જુનો સાક્ષાત્કાર થતાં રજ્જુમાં ઉત્પન્ન થયલા અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એટલે રજ્જુ રજ્જુ રૂપે દેખાતાં સર્વ ભ્રાન્તિ ટળી જાય છે. કહેલા દૃષ્ટાન્તને સિદ્ધાન્તથી બતાવે છે. ત્રણે કાળમાં આબાદ રહે તે જ આત્મા વસ્તુશબ્દે કરીને જાણવો. સર્પનું જ્ઞાન બરોબર ન થવાથી પરિણામે સર્પાકારે વર્તાય છે. તેને અવસ્તુ રૂપ થયું એમ કહે છે. કારણ કે અજ્ઞાનથી ઉત્પન્ન થએલું આકાશાદિ મિથ્યા દેખાય છે, માટે સાવયવ છે. તેથી અપેક્ષાની સિદ્ધિને અવસ્તુ છે, તેને વિસ્તારથી પ્રતિપાદન કરવાને અજ્ઞાનના સ્વરૂપનું પ્રથમ વર્ણન કરે છે. સતરૂપ કિંવા અસતરૂપ પ્રથમ પક્ષે નથી. તે સસલાના શિંગડાની પેઠે તુચ્છ છે માટે અસતના કારણથી બીજો પક્ષ પણ બનતો નથી. ઇત્યદિ કારણ સત્વ

અસત્વથી નિરૂપણ કરવાને સમર્થ નથી. કેમકે તે અનિર્વચનીય છે માટે એ શંકા લઇ અજ્ઞાન અનીર્વચનીય થયે સતે સર્વ પ્રકારે જાણવાને અસમર્થ છિયે, તેના અભાવના પ્રસંગને બતાવુંછું.

। **त्रिगुणात्मकामिति** । " **अजामेकाम्–।** " ઇત્યાદિ શ્રુતિથી સત્વગુણ, રજોગુણ, તમોગુણાત્મક પ્રતિપાદન કર્યુ છે. માટે શંકાકાર કહે છે કે, એવી રીતે ઉત્પન્ન થયેલું નથી તેવું અજ્ઞાન તેને શ્રુતિના પ્રસિદ્ધપણે આકાશાદિ સતની પેઠે દેખાય છે. માટે સંસારની નિવૃત્તિ નહિ થાય. તેથી આવી રીતનું અજ્ઞાન આત્માના સાક્ષાત્કારે કરીને નિવૃત્ત થશે. એટલો અર્થ છે.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥**

હું જે ઇશ્વર છું, તેની સત્વઆદિ ગુણોના વિકારરૂપ અલૌકિક માયા તરવી અશક્ય છે એ વાત પ્રસિદ્ધ છે. તોપણ જેઓ અન્યને નહિ ભજતાં મનેજ ભજે છે તેઓ આ માયાને તરી જાય છે.

શ્રીમદ્ભગવતગીતા. અ. ૭ શ્લોક. ૧૪

જ્ઞાનને અભાવેજ અજ્ઞાન છે, એવું તાર્કિક મતવાળા નિરાકરણ કરે છે. ત્રિગુણાત્મક ભાવરૂપને ( **पिंडीकृत्य** ) એકમેક કરીને દેખાડવાને સમર્થ નથી. **यत्किञ्चिदिति.** જે કાંઇ ન ઘટે ત્યાં ઘટાવે એવી માયા સુન્દર છે. અનિર્વચનીય ભાવરૂપ અજ્ઞાનના સદ્ભાવના અનુભવ રૂપને ઉદાહરણ આપીને દેખાડે છે. હું અજ્ઞાની છું, હું પોતાને જાણતો નથી. એ પ્રત્યક્ષ ભાસ દેખાય છે. એ પ્રમાણ છે. ॥ ૨૫ ॥

— ❦:o:❦ —

**इदमज्ञानं समष्टिव्यष्ट्यभिप्रायेणैकमनेकमिति च व्यवह्रियते । तथाहि—यथा वृक्षाणां समष्ट्यभिप्रायेण वनमित्येकत्वव्यपदेशः ॥ यथा वा जलानां समष्ट्याभिप्रायेण जलाशय इति तथा नानात्वेन प्रतिभासमानजीवगताज्ञानानां समष्ट्यभिप्रायेण तदेकत्वव्यपदेशः । "अजामेकामि" त्यादिश्रुतेः इयं समष्टिरुत्कृष्टोपाधितया विशुद्धसत्व प्रधाना ॥ एतदुपाहितं चैतन्यं सर्वज्ञत्वसर्वेश्वरत्वसर्वनियंतृत्वादिगुणकं सदसदव्यक्तमन्तर्यामि जगत्कारणमीश्वर इति च व्यपादिश्यते । सकलाज्ञानावभासकत्वादस्य सर्वज्ञत्वम् । "यःसर्वः स सर्वविदि" ति श्रुतेः ॥ २६ ॥**

**અર્થ:—**આ અજ્ઞાન સમષ્ટિરૂપ ( એક કિંવા ભેગુ ) વ્યષ્ટિરૂપ ( અનેક કિંવા જૂદું ) વ્યવહારમાં કહેવાય છે. વૃક્ષોના સમૂહને સમષ્ટિરૂપ ( એક ) વન છે એમ કહે છે. તેમજ જળના સમૂહને સમષ્ટિરૂપ ( એક ) જળાશય ( તળાવ વિ. ) કહે છે. એ પ્રકારે વિભક્ત અને વિરાજીત જીવોના અજ્ઞાનના સમૂહને સમષ્ટિરૂપ ( એક ) અજ્ઞાન શબ્દથી કહે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, " એકજ અજ્ઞાન જન્મ રહિત અને ત્રિગુણમય છે." એજ અજ્ઞાન સમષ્ટિરૂપ ઉત્કૃષ્ટ ઉપાધિથી વિંટાએલું છે. એ કારણથી એમાં વિશુદ્ધ સત્વગુણ પ્રધાન છે. એ અજ્ઞાનથી ઉપહિત ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મ સર્વજ્ઞ, સર્વેશ્વર,

સર્વનિયન્તા, અવ્યકત, અન્તર્યામી, જગત્કારણ અને ઈશ્વર એ શબ્દોથી વ્યવહાર થાય છે. એ સમ્પૂર્ણ અજ્ઞાનના પ્રકાશનો હેતુ તે સર્વજ્ઞ છે. શ્રુતિમાં પણ કહ્યું છે, " જે જગતને સામાન્યરૂપ અને વિશેષરૂપથી જાણે છે, તે સર્વજ્ઞ છે. " ॥ ૨૬ ॥

**વિવેચનઃ**—અવસ્તુથી અજ્ઞાન એક છે, તોપણ સમષ્ટિના અભિપ્રાયથી પણ તે એકજ છે; અને વ્યષ્ટિના અભિપ્રાયથી અનેક કહેવાય છે, તેને પ્રપંચે કરીને દેખાડે છે. । **अजामिति** । અજા, એક, [1]લોહિત, [2]શુકલ, [3]કૃષ્ણ, એ ઘણી પ્રજાને ઉત્પન્ન કરે છે. ઇત્યાદિ શ્રુતિ કહે છે. જૂદા જૂદા પ્રકારના જીવના નિકૃષ્ટ અંતઃકરણની વ્યષ્ટિરૂપ ઉપાધિની અપેક્ષાથી, સમષ્ટિ ઉપાધિનું વિલક્ષણપણું દેખાડે છે. રાગાદિ દોષરહિત અને સર્વ કાર્ય પ્રપંચને જગત્કારણરૂપ અજ્ઞાનને સમષ્ટિભૂત ઉત્કૃષ્ટ ઉપાધિએ વિશુદ્ધ સત્વના પ્રધાનથી ભાવરૂપ કહે છે. એ સમષ્ટિ ઉપાધિદ્વારાએ ઈશ્વરચૈતન્યને બતાવે છે. એ ઉપહિત ચૈતન્યને કહે છે કે, એ સમષ્ટિ અજ્ઞાન ઉપલક્ષિત ચૈતન્યને સર્વ સ્થાવર જંગમ પ્રપંચને સાક્ષીએ કરીને સર્વજ્ઞ કહે છે. તે સર્વ જીવોના અન્તર હૃદયમાં રહી બુદ્ધિના નિયામકે અન્તર્યામી કહેવાય છે! પ્રમાણનું અગોચરપણું છે, માટે અવ્યકત કહેવાય છે. સર્વ સ્થાવર જંગમ પ્રપંચને વિવર્તના અધિષ્ઠાને કરી જગતનું કારણ દેખાડાય છે. ॥ ૨૬ ॥

—:o:—

---

૧ રજોગુણ. ૨ સત્વગુણ. ૩ તમોગુણ.

ईश्वरस्येयं समष्टिरखिलकारणत्वात् कारणशरीरमानन्दप्रचुरत्वात् कोषवदाच्छादकत्वाच्चानन्दमयकोषः सर्वोपरमत्वात् सुषुप्तिः । अत एव स्थूलसूक्ष्मप्रपञ्चलयस्थानमिति चोच्यते, यथा वनस्य व्यष्ट्यभिप्रायेण वृक्षा इत्यनेकत्वव्यपदेशः यथा वा जलाशयस्य व्यष्ट्यभिप्रायेण जलानीति तथाऽज्ञानस्य व्यष्ट्यभिप्रायेण तदनेकत्वव्यपदेशः । "इन्द्रो मायाभिः पुरुरूप ईयते" इत्यादिश्रुतेः । अत्र समस्तव्यापित्वेन समष्टिव्यष्टिव्यपदेशः ॥ २७ ॥

**અર્થ:—**ઇશ્વિરની ઉપાધિસ્વરૂપ આ અજ્ઞાન સમષ્ટિ, પ્રપંચ બ્રહ્માંડનું કારણ છે. એ કારણને કારણશરીર કહે છે. આનન્દની વૃદ્ધિ થવાથી અને તે કોષની પેઠે ઢંકાએલું છે, માટે તેને આનન્દમય કોષ કહે છે. આ શરીર સમ્પૂર્ણ ઇન્દ્રિયોનું ઉપરામ ( એટલે રહેવાનું ) સ્થાન છે, માટે તેને સુષુપ્તિ સ્થાન કહે છે, તેથી એને સ્થૂળ અને સૂક્ષ્મ પ્રપંચનું લયસ્થાન પણ કહે છે. જેવી રીતે વનનાં જૂદાં જૂદાં વૃક્ષોથી, વનને અનેક વૃક્ષો દ્વારા વ્યવહાર થાય છે, અને જેમ જળાશયને વ્યષ્ટિભાવથી અનેક જળ દેખાય છે. એવી રીતે જૂદા જૂદા પ્રકારે રહેલા જીવ સમૂહને અજ્ઞાની વ્યષ્ટિરૂપથી અનેક વ્યવહાર કરે છે. શ્રુતિએ પણ કહ્યું છે કે, " ઇશ્વિર જૂદા જૂદા પ્રકારની માયાદ્વારાએ જૂદાં જૂદાં રૂપ ધારણ કરે છે. " આ ઠેકાણે ઇશ્વિર પ્રત્યેક જીવ વ્યાપી હોવાથી વ્યષ્ટિ અને સર્વે વ્યાપી હોવાથી સમષ્ટિરૂપ જાણવો. ॥ ૨૭ ॥

**વિવેચનઃ**—ઇશ્વરની બધી ઉપાધી કારણ શરીરથી, આનંદમય કોષથી અને સુષુપ્તિ અવસ્થાથી થાય છે, એમ કહ્યું છે. । **ईश्वरस्येति** । કારણશરીરના એટલે કે, । **अखिलेति** । સમગ્ર શક્તિમાન્; અને । **आनन्दमयत्वहेतुमाह** । એટલે આનન્દનો ઓધ છે, માટે આનન્દમય કહેવાય છે. તેથી કારણ અવસ્થામાં પ્રકૃત્તિ પુરુષથી રહિત સ્થૂળ સૂક્ષ્મ કાર્ય પ્રપંચનેજ અભાવે છે. માટેજ આનન્દનું બહુપણું કહ્યું છે. એવી રીતે કોષનું વર્ણન કર્યું. કેમકે જેમ આત્માનું આચ્છાદન કોષ છે. તેમ શરીરનું આચ્છાદન ચામડી છે. અને આત્માને પણ ઢાંકે છે. માટે અજ્ઞાનનેજ કોષ કહે છે. એવી રીતે વ્યવહારમાં કહેવાય છે. વળી શંકાકાર કહે છે કે, કારણપણાની ઉપાધિરૂપ જે અજ્ઞાન તેને સુષુપ્તિપણું ક્યાંથી ? તો તેનો ખુલાસો એ છે કે, સર્વેનાથી ઉપરામપણું છે માટે સર્વે સ્થૂળ સૂક્ષ્મ ઉપાધિયોનું કારણ ઉપાધિમાં લીનપણું છે, તેથી સુષુપ્તિ અવસ્થા કહે છે. વળી શંકાકાર કહે છે કે, સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચના લયસ્થાનને સુષુપ્તિપણું કેમ પ્રાપ્ત થયું ? તેનો જવાબ એટલોજ છે કે, સંજ્ઞાના ભેદે કરીને બધું દેખાય છે. અને લયનું કારણ છે, તેથી સુષુપ્તિપણું કહે છે. માટે પંચીકૃત ભૂત કાર્યના સ્થૂળ પ્રપંચને જાગ્રત્ અવસ્થાવાળુ, અપંચીકૃત ભૂત કાર્ય અને સૂક્ષ્મ પ્રપંચના સ્વપ્ન પ્રપંચવાળાને લયસ્થાન કહે છે. સમષ્ટિરૂપ અજ્ઞાન પ્રપંચે યુક્ત નિરુપણ કરીને હમણાં વ્યષ્ટિભૂત અજ્ઞાનને નિરૂપણ કરવાને માટે દૃષ્ટાન્ત આપીને દેખાડું છું. । **यथा वनस्येति** । જેમ બહુ વૃક્ષના સમૂહને એક વન રૂપે કહે છે. અને ભિન્ન ભિન્ન રૂપે કહીએ તો આંબો, રાયણ,

જાંબુડો, પીંપળો, પિપર વિગેરે વૃક્ષો કહેવાય છે. એવી રીતે ઘણે પ્રકારે વ્યવહાર બને છે. જેમ વાવ, કૂવો, તળાવાદિને સમગ્રરૂપે વ્યવહારમાં કહીએ તો જળાશય કહેવાય છે. અને પ્રત્યેક રીતે તો તે વાવ, કૂવો, તળાવ ઇત્યાદિ ભિન્ન ભિન્ન નામથી ઓળખાય છે, એમ અનેક તરેહના વ્યવહાર છે. તેમજ સર્વ પ્રપંચનું કારણ અજ્ઞાન તેના સમુદાયરૂપે એકપણાથી અંહકારાદિ કારણભુતોને જીવગત અજ્ઞાનને પ્રત્યેક કહેવાની ઇચ્છાએ વ્યવહારમાં અનેક રીતે કહેવાયછે. આને માટે શ્રુતિનું પ્રમાણ આપુંછું. । **इंद्र इति** । પણ એકજ અજ્ઞાનને તે અવિચ્છિન્ન ચૈતન્યને પુનઃ વ્યષ્ટિ સમષ્ટિપણું ક્યાંથી થયું? તે કહુંછું. । **अत्रेति** । ભેદભાવમાં વ્યષ્ટિપણું છે. જેમ માટીના ઘડો વિગેરે વાસણોછે. તે ઘડાયાં એટલે એક માટીના ભિન્ન ભિન્ન ઘાટ થયા એટલે જૂદે જૂદે રૂપે કહેવાય છે તે દરેક જૂદાં જૂદાં પાત્ર દેખાય છે. અને અભેદ બુદ્ધિથી કહીએ તો માટી કહેવાય છે. જે વખત માટીનો ગોળો હોય છે તે વખતે તો સમષ્ટિ રૂપે માટીજ કહેવાશે. ॥૨૮॥

**इयं व्यष्टिर्निकृष्टोपाधितया मलिनसत्वप्रधाना एतदुपहितचैतन्य मल्पज्ञत्वानीश्वरत्वादिगुणकं प्राज्ञ इत्युच्यते एकाज्ञानावभासकत्वादस्य प्राज्ञत्वं अस्पष्टोपाधितयाऽनातिप्रकाशकत्वम् ॥ २८ ॥**

**અર્થઃ**—પહેલાં કહેલી અજ્ઞાનની ઉપાધિ કેવળ દુઃખદાયકછે. અજ્ઞાનની વ્યષ્ટિથી તમોગુણમાં ભળેલો સત્વગુણ મુખ્ય છે. એવી વ્યષ્ટિ રૂપ અજ્ઞાનથી ઉપહિત ચૈતન્ય પ્રાજ્ઞ શબ્દથી કહેવાયછે. માટે

વ્યષ્ટિભૂત અજ્ઞાનોપહિત ચૈતન્યમાં અલ્પજ્ઞપણું કિંવા અનીશ્વર પણું ઇત્યાદિ ગુણ રહેછે. માટે વ્યષ્ટિરૂપ અજ્ઞાનોપહિત ચૈતન્ય જૂદા જૂદા એક એક અજ્ઞાનનો પ્રકાશક છે. એટલા માટે એને પ્રાજ્ઞ અથવા મલિનપણાથી પ્રાધાન્ય, અસ્પષ્ટ ઉપાધિથી ઉપહિત હોવાથી અલ્પ પ્રકાશક કહેછે. ॥ ૨૮ ॥

**વિવેચન:**—તે મહા પ્રલયકાળ સમષ્ટિ ઉપાધિ રૂપ વિશુદ્ધ સત્વ પ્રધાન મૂળ પ્રકૃત્તિથી, દૈનિક પ્રલય કાળની વ્યષ્ટિની ઉપાધિથી ભૂત માત્રના જીવની પ્રકૃત્તિના ભેદ દેખાડે છે. આ જીવને મળેલા અજ્ઞાનની અવસ્થાં વાળો અહંકારાદિ વિક્ષેપ, સંક્ષેપ સંસ્કારાદિ નિકૃષ્ટ ઉપાધિથી મલિન સત્વ પ્રધાન કહેછે. આ ઉપાધિવડે પ્રાજ્ઞ ચૈતન્યનું લક્ષણ કહે છે. ઇશ્વિરનામાં હું સર્વજ્ઞછું, હું સર્વ સત્તાત્મક છું, એ પ્રકારનું અજ્ઞાન મૂળથી તેને પ્રાપ્ત થયું છે. અને જીવને હું કર્ત્તા, હું ભોકતા, હું સુખી, હું દુઃખી ઇત્યાદિ અજ્ઞાન પ્રાપ્ત થયું છે, પણ વસ્તુતઃ એ બન્નેનું અજ્ઞાન એકજ છે. જીવ, ઇશ્વિર એ બન્નેનામાંથી અજ્ઞાન જાય ત્યારે જીવ ઇશ્વિરની એકતા થઇને ચૈતન્યમાં મળે છે. અર્થાત્ અજ્ઞાન મટવાથી ન્હાના મ્હોટાપણું રહેતું નથી. ॥ ૨૮ ॥

**अस्यापीयमहङ्कारादिकारणत्वात्कारणशरीरम् ॥**

**आनन्दप्रचुरत्वात्कोषवदाच्छादकत्वाच्च— आनन्दमयः कोषः । सर्वोपरमत्वात्सुषुप्तिः । अतएव स्थूलसूक्ष्मशरीर लयस्थानमिति चोच्यते ॥ २९ ॥**

**અર્થ:**—આ વ્યષ્ટિ રૂપ અજ્ઞાન અહંકારાદિ કારણ છે. એટલા માટે તેને કારણશરીર કહેછે. આનન્દ વધારે હોવાથી તથા કોષ[1]ની પેઠે ઢંકાએલું હોવાથી આનન્દમય કોષ કહેછે. અને ઇન્દ્રિઓને ઉપશમ પામવાનું સ્થાન હોવાથી સુષુપ્તિ કહેવાય છે. માટે આ અજ્ઞાનને સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચનું લયસ્થાન કહે છે. ॥ ૨૯ ॥

—:o:—

**तदानीमेतावीश्वरप्राज्ञौ चैतन्यप्रदीप्ताभिरतिसूक्ष्माभिरज्ञानवृत्तिभिरानन्दमनुभवतः । " आनन्दभुक् चेतोमुखः प्राज्ञः" इतिश्रुतेः" सुखमहमस्वाप्सं न किञ्चिदवेदिषामि' त्युत्थितस्य परामर्शोपपत्तेश्च ॥ ३० ॥**

**અર્થ:**—ઇશ્વિર અને પ્રાજ્ઞ બન્ને સુષુપ્તિ કાળમાં ચૈતન્યદ્વારા પ્રકાશિત થઇને અતિ સૂક્ષ્મ અજ્ઞાનની વૃત્તિદ્વારા આનન્દ ભોગવે છે. આને માટે શ્રુતિ કહેછે કે, " પ્રાજ્ઞ ચૈતન્યના પ્રકાશદ્વારા આનન્દ ભોગવે છે. " પુરૂષ ઉંઘી ઉઠે છે, ત્યારે તે એવું કહેછે કે, ' આજ હું જે વખ્તે સુખની નિદ્રામાં હતો તે વખ્તની મને કાંઈ ખબર નથી.' ॥ ૩૦ ॥

**વિવેચન:**—પ્રલયકાળમાં અને સુષુપ્તિ કાળમાં અન્તઃકરણની વૃત્તિના અભાવથી આનન્દના ગ્રાહકનો પણ અભાવ છે, માટે અત્યાનન્દનો સદ્દભાવ છે. તેથી તેના પ્રમાણના અભાવની શંકાથી શંકાકાર કહે છે કે, જે પ્રકારે સૂક્ષ્મપણાથી અન્તઃકરણની વૃત્તિને

---

૧ ઢાંકણુ; મ્યાન; આચ્છાદન.

અંગીકાર કરે છે, તેજ પ્રકારે ચૈતન્યના પ્રકાશથી જ્ઞાનની પણ સૂક્ષ્મ વૃત્તિઓ અંગીકાર કરીએ છિયે. તેમજ ઈશ્વર પોતાના જ્ઞાનની વૃત્તિએ પોતાના આત્માના આનન્દના વિશેષપણાનો અનુભવ કરે છે. જીવપણ સંસ્કાર માત્રથી મળેલી અતિશય જ્ઞાનની વૃત્તિઓએ આત્માના આનન્દના વિશેષપણાનો તદાત્માના અભ્યાસથી અનુભવ કરેછે. આનન્દ, વિક્ષેપના અભાવે જણાય છે. આત્મા, અજ્ઞાનની વૃત્તિથી આનન્દ ભોગવે છે. ચૈતન્ય આત્મ સ્વરૂપને જાણ્યુ નહિ, બહિર સુખને પ્રાજ્ઞ પણ કહે છે. ઉત્કૃષ્ટ પોતાના પ્રકાશરૂપ આનન્દ આત્મામાં અજ્ઞાનના આવરણ રૂપ જે બોધ, તેને પ્રાજ્ઞ કહેછે. જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાના અભાવથી પ્રાપ્ત થયેલી ત્રીજી અવસ્થા, તેના ઉત્તર કાળમાં સુખના પરામર્શની ઉત્પત્તિના પૂર્વ અનુભવના સદ્ભાવથી ઉત્પન્ન થયેલા સુખના પ્રમાણથી કહે છે. હું સુખે સુતો—તેનું નામ આનન્દ પરામર્શ કહે છે. કાંઇપણ મેં જાણ્યુ નહિ—તેનું નામ અજ્ઞાન પરામર્શ કહે છે. સુષુપ્તિ દશામાં તથા પ્રલય કાળમાં પ્રાજ્ઞ અને ઈશ્વર અજ્ઞાન વૃત્તિઓએ આનન્દનો અનુભવ કરે છે. ॥ ૩૦ ॥

---

**अनयोर्व्यष्टिसमष्ट्योर्वनवृक्षयोरिव जलाशयजलयोरिव चाभेदः ॥ ३१ ॥**

**અર્થ:**—જેવી રીતે ઝાડના જુથથી (સમષ્ટિથી) વનનો અને વનની વ્યષ્ટિથી ઝાડનો કાંઈ ભેદ નથી, અને જેમ જળની સમષ્ટિથી જળાશયનો ને જળાશયની વ્યષ્ટિથી જળનો કાંઇ ભેદ નથી, તેમ અજ્ઞાન સમષ્ટિથી અજ્ઞાન વ્યષ્ટિનો પણ કાંઈ ભેદ નથી. ॥ ૩૧ ॥

**વિવેચન.:**—ઇશ્વરગત મૂળ અજ્ઞાનને અને જીવગત સંસ્કારથી બાકીના અજ્ઞાનને સમષ્ટિ વ્યષ્ટિના અભિપ્રાયથી ભેદનું ભાન થાય છે. તે પણુ વસ્તુતઃ ભેદ નથી. ॥ ૩૧ ॥

**एतदुपहितयोरीश्वरप्राज्ञयोरपि वनवृक्षावच्छिन्नाकाशयोरिव जलाशयजलगतप्रतिबिम्बाकाशयोरिव चाभेदः। "एष सर्वेश्वर एष सर्वज्ञ एषोन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानां" इत्यादिश्रुतेः ॥ ३२ ॥**

**અર્થ:**—જેવી રીતે વૃક્ષની સમષ્ટિરૂપ વનમાં રહેલા આકાશથી વનમાં, અને વ્યષ્ટિરૂપ દરેક ઝાડમાં રહેલા આકાશનો કાંઇ ભેદ દેખાતો નથી. તથા જળની સમષ્ટિ રૂપ જળાશયમાં પડતા પ્રતિબિમ્બિત આકાશ સહિત જલાશયનો અને વ્યષ્ટિરૂપ જળમાં પડતા પ્રતિબિમ્બિત આકાશનો કાંઇ ભેદ માલૂમ પડતો નથી. તેવી રીતે સમષ્ટિ રૂપ અજ્ઞાન ઉપાધિ વિશિષ્ટ ચૈતન્ય સ્વરૂપ ઇશ્વરના અને વ્યષ્ટિરૂપ અજ્ઞાનથી ઉપહિત ચૈતન્ય સ્વરૂપ પ્રાજ્ઞનો કાંઇ ભેદ નથી. આ વિષયને માટે શ્રુતિનું પણ પ્રમાણુ છે. "એ સમ્પૂર્ણુનો ઇશ્વર, સર્વજ્ઞ અન્તર્યામી, સમ્પૂર્ણુનું કારણુ અને જગતની ઉત્પત્તિ તથા પ્રલયનું કારણુ છે. ॥ ૩૨ ॥

**વિવેચન:**—આચાર્યોએ કહ્યુંછે કે, "કાર્ય ઉપાધિ આ જીવ છે; અને કારણુ ઉપાધિ ઇશ્વર છે. કાર્યકારણુતાનો ત્યાગ કરીને પૂર્ણુ જ્ઞાન બાકી રહે છે." ॥ ૩૨ ॥

वनवृक्षतदवच्छिन्नाकाशयोर्जलजलाशयतद्गतप्रतिबिम्बाकाशयोर्वा आधारभूतानुपहिताकाशवदनयोरज्ञानतदुपहितचैतन्ययोराधारभूतं यदनुपहितं चैतन्यं तत्तुरीयमित्युच्यते । "शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः" इत्यादिश्रुतेः ॥ ३३ ॥

**અર્થ:**—જેવી રીતે વન અને વનમાં આકાશ રહેલું છે; અને વૃક્ષ અને વૃક્ષમાં આકાશ રહેલું છે. જળાશય ને જળાશય પ્રતિબિમ્બિત આકાશ, અને જળ પ્રતિબિમ્બિત આકાશનો આશ્રય જે અપરિચ્છિન્ન આકાશ છે, તેને મહાકાશ કહે છે. તેવીજ રીતે સમષ્ટિ અને વ્યષ્ટિભૂત અજ્ઞાન અને અજ્ઞાનોપહિત ચૈતન્યાદિનો આધાર જે અપરિચ્છિન્ન ચૈતન્ય છે તેને તુર્ય બ્રહ્મ ચૈતન્ય કહે છે. આમાં શ્રુતિનું પ્રમાણ છે. " મઙ્ગલમય અદ્વિતીય ચૈતન્યને તુરીય ( ચોથો ) કહેછે; અને તેને આત્મા કિંવા વિજ્ઞેય પણ કહેછે. ॥ ૩૩ ॥

**વિવેચન:**—કાર્ય કારણ ઉપાધિ તેજ અવિચ્છિન્ન ચૈતન્ય, એ બન્નેની અપેક્ષાથી તેના આધારભૂત જે છિન્ન ભિન્ન નથી, તેવું સર્વ વ્યાપી ચૈતન્ય વિશુદ્ધ છે તેને તુરીય અવસ્થા કહેછે. આ ચૈતન્યને તુરીયપણું કહેવાની ઇચ્છાથી વિશ્વાદિની અપેક્ષા દેખાડે છે. માટે શ્રુતિ કહે છે કે " શાન્તં, શિવમ્ એ પ્રકારે આદિપદથી "ત્રિષુ" એટલે સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં જેમ ભોગ્ય, ભોક્તા અને ભોગ-તેનાથી જૂદો સાક્ષી ચૈતન્ય માત્ર હું સદાશિવ છું "—ઇત્યાદિ શ્રુતિમાં કહ્યું છે. ॥ ૩૩ ॥

—:०:—

इदमेव तुरीयं शुद्धचैतन्यमज्ञानादितदुपहितचैतन्याभ्यां तप्तायः पिण्डवदविविक्तं सन्महावाक्यस्य वाच्यं विविक्तं सल्लक्ष्य मित्युच्यते ॥ ३४ ॥

**અર્થ**—જેમ અગ્નિમાં લોઢું તપાવ્યાથી લોઢામાં અગ્નિના જેવી દાહક શક્તિ આવે છે, તેવી રીતે વાક્યનો પ્રયોગ થાય છે. કારણ કે, કેટલાંક વાક્યમાં અગ્નિ અભિન્નરૂપે છે, એ વાચ્ય છે. અને લોઢાથી ભિન્નરૂપ છે, એ લક્ષ્યાર્થ છે. એજ પ્રમાણે આ તુરીય બ્રહ્મ ચૈતન્ય સમષ્ટિ, વ્યષ્ટિ અજ્ઞાન અને અજ્ઞાનોપહિત ચૈતન્ય સહિતનું જૂદાપણું નથી. તેથી **तत्त्वमसि** આ મહાવાક્યનું વાચ્યાર્થ છે. અને ભિન્નરૂપ તેનો લક્ષ્યાર્થ છે. ॥ ૩૪ ॥



अस्याज्ञानस्यावरणविक्षेपनामकं शक्तिद्वयमस्ति । आवरणशक्तिस्तावत्—अल्पोऽपि मेघोऽनेकयोजनायतमादित्यमण्डलमलोकयितृनयनपथपिधायकतया यथाच्छादयतीव तथाऽज्ञानं परिच्छिन्नमप्यात्मानमपरिच्छिन्नसंसारिणमवलोकयितृबुद्धिपिधायकतयाच्छादयतीव तादृश सामर्थ्यम्। तदुक्तं—"घनच्छन्नदृष्टिर्घनच्छन्नमर्कं यथानिष्प्रभं मन्यते चातिमूढः तथा बद्धवद्भाति यो मूढ दृष्टेःसनित्योपलब्धिस्वरूपोऽहमात्मा ॥ ३५ ॥

**અર્થઃ**—પૂર્વે કહેલા અજ્ઞાનની બે શક્તિ છે, તેમાં પહેલી આવરણ શક્તિ અને બીજી વિક્ષેપ શક્તિ છે. તેમાં પહેલી આવરણ-શક્તિ વિષે કહું છું જેવી રીતે માણસની નજરને ખેંચવાની અલ્પ-સ્થાનમાં રહેવા વાળું મેઘમંડળ હજારો યોજન વિસ્તાર પામેલા સૂર્યને ઢાંકે છે. એવી રીતે અવિવેકી માણસના જ્ઞાનને આવરણ કરવાવાળા સર્વવ્યાપિ પરબ્રહ્મ આચ્છાદકરૂપ પ્રત્યક્ષ અજ્ઞાનરૂપ શક્તિને આવરણ શક્તિ કહે છે. હસ્તામલકમાં કહ્યું છે. જેવી અજ્ઞાની પુરૂષની દૃષ્ટિ મેઘથી ઢંકાય છે, ત્યારે તે કહે છે કે, સૂર્ય મંડળને મેઘમંડળે ઢાંકી દિધું છે. તેવી રીતે મૂઢ દૃષ્ટિ પુરૂષ જેને બદ્ધ કહે છે, કે, હું નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મા છું. એવું હસ્તા-મલક કહે છે. ॥ ૩૫ ॥

**વિવેચનઃ**—સ્વપ્રકાશ ચૈતન્યરૂપ આત્માને કુંઠિતપણું કેમ? અને અસંગ ઉદાસીન આત્માને આકાશાદિ પ્રપંચનું ઉત્પન્નપણું કેમ છે? એ મહાન્ વિરોધને દૂર કરવાને માટે અજ્ઞાનની બે શક્તિનું નિરૂપણ કરે છે. **अस्येति** । એટલે આવરણ અને વિક્ષેપ—હવે પ્રથમ આવરણશક્તિ વિષે કહું છું. આવરણશક્તિ સચ્ચિદાનંદ સ્વરૂપને ઢાંકી દે છે; અને બ્રહ્માદિ સ્થાવર પર્યન્તની જગત્ જળના પરપોટાની પેઠે નામ રૂપાત્મક સ્રજે છે. વિક્ષેપશક્તિ અને આવ-રણશક્તિ એ બે અજ્ઞાનની શક્તિઓ છે. શંકાકાર કહે છે, “અપરિચ્છિન્ન” એટલે સ્વપ્રકાશ ચૈતન્યરૂપ પરિપૂર્ણ સ્વરૂપ આત્માને પરિચ્છિન્ન એટલે અનિત્ય જડ તમોરૂપ અવ્યાપક અજ્ઞાન શક્તિ વિશેષે કરીને આવરણ કરે છે. એ શંકા લેઇને કહે છે કે વસ્તુતઃ અજ્ઞાનને આત્માના આચ્છાદકનો અભાવ છતાં પણ પ્ર-

માતા બુદ્ધિ માત્ર આચ્છાદક હોવાથી અજ્ઞાન આત્માને આચ્છાદકપણું તે ઉપચારથી કહેલું છે. જેમ અલ્પમેઘ અનેક યોજન વિસ્તારવાળા સૂર્યમંડળને જોવાને માટે પુરૂષની દ્દષ્ટિને ઢાંકીને સૂર્યમંડળને ઢાંકે છે, તે પણ કહેવા માત્ર છે. અત્યંત તુચ્છ છિન્ન ભિન્ન અજ્ઞાન, અપરિચ્છિન્ન આત્માનંદ ઘનને પ્રમાતા બુદ્ધિથી ઢાંકી દે છે, તે પણ ઉપચાર માત્ર છે આ અર્થમાં વૃદ્ધની સંમતિ હવે કહે છે. ॥ ૩૫ ॥



**अनयाऽऽवृतस्यात्मनः कर्तृत्वभोक्तृत्वसुखित्वदुःखित्वादिसंसारसंभावनापि भवति यथा स्वज्ञानेनाऽऽवृतायां रज्ज्वां सर्पत्वसम्भावना ॥ ३६ ॥**

**અર્થ:**—જેવી રીતે બુદ્ધિમાં ભ્રમ થવાથી દોરડીમાં દોરડીનું ભાન ન રહેવાથી સર્પનું જ્ઞાન થાય છે. તેવી રીતે અજ્ઞાનની આવરણ શક્તિદ્વારા આચ્છાદિત આત્માના સ્વરૂપનું જ્ઞાન રહેતું નથી. અને હું કર્તા છું, હું ભોક્તા છું, હું સુખી છું, હું દુઃખી છું ઈત્યાદિ મોહ જાળથી વ્યાપ્ત થઈ સંસારનું જ્ઞાન થાય છે. ॥ ૩૬ ॥



**विक्षेपशक्तिस्तु यथा रज्ज्वज्ञानं स्वावृतरज्जौ स्वशक्त्या सर्पादिकमुद्भावयति, एवमज्ञानमपि स्वावृतात्मनि स्वशक्त्या आकाशादिप्रपञ्चमुद्भावयति तादृशं सामर्थ्यम् । तदुक्तम्—"विक्षेपशक्तिर्लिङ्गादिब्रह्माण्डान्तं जगत्सृजेत्" इति ॥ ३७ ॥**

**અર્થ:**—હવે વિક્ષેપ શક્તિ વિષયે કહું છું. જેવું દોરડીનું અજ્ઞાન પોતાની શક્તિદ્વારા રજ્જુથી સર્પના સ્વરૂપને દેખે છે. તેવી રીતે આ શક્તિ અજ્ઞાન આવૃત આત્મામાં આકાશાદિ પંચભૂતનો ભ્રમ દેખે છે. તેને વિક્ષેપ શક્તિ કહે છે. ગ્રન્થાન્તરમાં એવું લખ્યું છે કે, અજ્ઞાનની વિક્ષેપ શક્તિ બ્રહ્મથી લેઇને તૃણના ભોથાપર્યન્ત જગતને ઉત્પન્ન કરે છે. ॥ ૩૭ ॥



**शक्तिद्वयवदज्ञानोपहितं चैतन्यं स्वप्रधानतयानिमित्तं स्वोपाधिप्रधानतया उपादानञ्च भवति यथा लूता तन्तुकार्यंप्रति स्वप्रधानतया निमित्तं स्वशरीरप्रधानतयोपादानं च भवति ॥ ३८ ॥**

**અર્થ:**—જેવી રીતે કરોળિયો પોતાના કૃત્ય પ્રધાનરૂપથી જાળનું નિમિત કારણ છે, અને એ શરીર પ્રધાનરૂપથી તેના તંતુનું ઉપાદાન કારણ છે. તેવી રીતે આવરણ અને વિક્ષેપ શક્તિથી મળેલા અજ્ઞાનદ્વારા સમાવૃત ચૈતન્ય પોતાના પ્રધાનરૂપથી પ્રપંચ વિશ્વનું નિમિત કારણ અને ઉપાધિરૂપ અજ્ઞાનરૂપથી ઉપાદાન કારણ બને છે. ॥ ૩૮ ॥

**વિવેચન:**—ઉપાદાનપણાથી અને કાર્યકારણના અભેદથી પ્રપંચને પણ ચૈતન્યના પ્રસઙ્ગે અનિત્યપણું નથી. એ શંકાથી કહે છે કે, જડ પ્રપંચ આત્માને ચૈતન્યનું પ્રધાનપણું છે, માટે નિમિત્તકારણુ છે, અને પોતાના અજ્ઞાનના પ્રધાનપણાથી ઉપાદાનપણું સંભવે છે. જેમ લોહચુંબક જડમય લોઢાને ચેષ્ટા કરાવે છે, તેમ

ચૈતન્ય પાસે હોવાથી જડ ચેષ્ટા કરે છે. એ રીતે વિકારી અજ્ઞાન પ્રત્યે ચૈતન્યને નિમિત્તપણું છે. જડ આકાશાદિ કાર્ય દેખાય છે. તે પ્રત્યક્ષ ઉપાદાન પણે માયાવિ ઇશ્વરને પણ પરંપરા શબ્દથી ઉપાદાન પણું વિરૂદ્ધ નથી. કહ્યું છે કે, ચૈતન્યના નિમિત્ત કારણે કાર્યનો અનુપ્રવેશ નથી. તેમ નથી ? કારણને કાર્યના અનુપ્રવેશના નિયમે ઉપાદાન કારણ વિષયપણાથી નિમિત્ત કારણના વિષયનો અભાવ છે, માટે "**તત્સૃષ્ટ્વા**" ઇત્યાદિ શ્રુતિએ પણ ઉપાદાન કારણ કહ્યું છે. માટે આત્માને ઉપાદાન કારણપણાથી પ્રપંચને અનિત્યપણું નથી. એમ પણ ન થાય. તે પરિણામના વિષયપણાના અભાવથી પ્રપંચનું ઉલટું જ્ઞાન બ્રહ્મ છે. સ્વરૂપના અત્યાગથી સ્વરૂપાન્તરને દેખાડે છે. જેમ રજ્જુમાં અવિચ્છિન્ન ચૈતન્યના જ્ઞાનથી રજ્જુના સ્વરૂપને ત્યાગ ન કરી સર્પાદિ સ્વરૂપાન્તરને દેખાડે છે. તેમ ઇશ્વર ચૈતન્યની નિદ્રાએ જ્ઞાન શક્તિથી ચૈતન્યના સ્વરૂપને ન ત્યાગ કરી આકાશાદિ સ્વરૂપાકારે દેખાય છે. એમ આકાશાદિ પ્રપંચનું નિત્યપણું સંભવે નહિ. અજ્ઞાનના મિથ્યાપણાથી આકાશાદિ પ્રપંચ ઉત્પન્ન થયું છે તે પ્રપંચ પણ મિથ્યા છે. અજ્ઞાનના મિથ્યાપણાએ કહેલો બન્ધ અને મોક્ષ તેને પણ મિથ્યા પ્રસઙ્ગ નથી એમ કહેતો તે બને નહિ કેમકે ગિતામાં ભગવાને કહ્યું છે કે, બન્ધ અને મુક્ત એ પ્રકારની વ્યાખ્યા ગુણથી છે. વસ્તુતાએ નથી, ગુણનું મૂળ માયા હોવાથી છે, મ્હારે વિશે બન્ધ અને મોક્ષ નથી. "**બદ્ધો મુક્ત ઇતિ વ્યાખ્યા ગુણતો મે ન વસ્તુતઃ ગુણસ્ય માયામૂલત્વાન્ન મે મોક્ષો ન બન્ધનમ્**" એજ આત્માને નિમિત્ત ઉપાદાન કારણપણું દૃષ્ટાન્ત માટે કહે છે. કરોળિયાને ઉત્પન્ન

કરેલી જાળને લીધે નિમિત કારણ કહેછે. અને તે જાળ તેના શરીરથી ઉત્પન્ન થઈ માટે તેને ઉપાદાન કારણ પણ કહે છે. ॥૩૮॥



**तमःप्रधानविक्षेपशक्तिमदज्ञानोपहितचैतन्यादाकाश आकशाद्वायुर्वायोरग्निरग्नेराप: अद्भ्यः पृथिवी चोत्पद्यते। "तस्माद्वाएतस्मादात्मन आकाशःसंभूतः" इत्यादि श्रुतेः।३९**

**અર્થ:**—તમોગુણ પ્રધાન વિક્ષેપ શક્તિ વિસિષ્ટ અજ્ઞાનવડે આચ્છાદિત ચૈતન્યથી આકાશ ઉત્પન્ન થયું છે. આ આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી ઉત્પન્ન થઈ છે. એ પ્રકારે ક્રમથી વિશ્વ ઉત્પન્ન થયું છે. શ્રુતિમાં પણ એવુંજ લખ્યું છે.

**વિવેચન:**—એ પ્રકારે ઇશ્વરને પણ પોતાના ચૈતન્યના પ્રધાને નિમિતપણું છે. ને પોતાની ઉપાધિના પ્રધાનપણે ઉપાદાનપણું છે. હવે વિક્ષેપ શક્તિના કૃત્યને કહે છે. આકાશાદિ જડપણાથી તમો ગુણ પ્રધાન વિક્ષેપ વાળા અજ્ઞાન અવિચ્છિન્ન ચૈતન્યથીજ આકાશાદિ પ્રપંચનું ઉત્પન્નપણું છે. આ અર્થને શ્રુતિ પ્રમાણ આપે છે. આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું છે. આ વાત સાંખ્યનૈયાયિક પક્ષમાં નિરૂપણ કરી છે. શક્તિના અજ્ઞાનથી અને તેના પરતન્ત્રપણાથી, સ્વતન્ત્ર જડ અજ્ઞાનને જગતનું કારણપણું બનતું નથી. ॥ **રચનાનુપપત્તેર્ના-નુમાનમ્** ॥ આ રચનાની ઉત્પત્તિ તેમ અનુમાન પણ નથી. તેથી એ વિગેરે ન્યાય માટે નિરાકરણ કર્યું છે. અને પરમાણુંનો પણ કહેલા

દોષ પ્રાસનો ત્રાસ એને નથી લાગતો કેમકે અભિન્ન, નિમિત્ત ઉપાદાન પ્રતિપાદક શ્રુતિ સ્મૃતિ ન્યાય વિરૂદ્ધ હોવાથી એ પ્રમાણે નથી. [1]"**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रत्यभिसंविशंति । सदेव सौम्येदमग्र आसीत् । एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते । बीजं मां सर्वभूतानाम्**" ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિથી પણ ઈશ્વરમાં જગતનું કારણપણું પ્રતિપાદન કર્યું છે. ॥ ૩૯ ॥

—❦—

**तेषु जाड्याधिकदर्शनात्तमःप्राधान्यं तत्कारणस्य तदानीं सत्वरजस्तमांसि कारणगुणप्रक्रमेण तेष्वाकाशादिषूत्पद्यन्ते । इमान्येव सूक्ष्मभूतानि तन्मात्राण्यपंचीकृतानि चोच्यन्ते । एतेभ्यः सूक्ष्मशरीराणि स्थूलभूतानि चोत्पद्यन्ते ॥ ४० ॥**

---

૧ જેનાથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થયેલાં જેનાથી જીવેછે. તથા છેવટે જેમાં સમાય છે, તે બ્રહ્મ છે, તેને તું સારી રીતે જાણ.

હે ! સૌમ્ય પૂર્વે આ સત્જ હતું. એ બ્રહ્મથી પ્રાણ, મન, અને સર્વેન્દ્રિયો ઉત્પન્ન થઈ છે. હું સર્વેને ઉત્પન્ન કરૂંછું. ને મ્હારાથી સર્વ પ્રવર્ત્તે છે. હું સર્વ પ્રાણી માત્રનો બીજ રૂપછું. આ શ્રુતિ સ્મૃતિએ જગતનું કારણપણું ઈશ્વરમાંજ પ્રતિપાદન કર્યું છે.

**અર્થ:**--આ ઉત્પન્ન થયેલા આકાશાદિમાં જડતાનું અધિકપણું થવાથી, એનું કારણ તમોગુણ પ્રધાન માલૂમ પડે છે. આ આકાશાદિની ઉત્પત્તિ થયા પછી તેનું કારણ ગુણના તારતમ્યના અનુસારથી સત્વ, રજ, અને તમ એ ત્રણે ગુણની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે કહેલી અવસ્થા પ્રાપ્ત થવાથી આકાશાદિ સૂક્ષ્મભુત, મહાભુત, પંચતન્માત્રા અને અપંચીકૃત કહેવાય છે, તે સુક્ષ્મ ભૂતથી સૂક્ષ્મ શરીર અને સ્થુળ શરીર ઉત્પન્ન થાયછે. ॥૪૦॥



**सूक्ष्मशरीराणि सप्तदशावयवानि लिंगशरीराणि। अवयवास्तु ज्ञानेन्द्रियपञ्चकं बुद्धिमनसी कर्म्मेन्द्रियपञ्चकं वायुपञ्चकं चेति । ज्ञानेन्द्रियाणिं श्रोत्रत्वक्चक्षुर्जिव्हाघ्राणाख्यानि । एतान्याकाशादीनां सात्विकांशेभ्यो व्यस्तेभ्यः पृथक् क्रमेणोत्पद्यन्ते। बुद्धिर्नाम निश्चयात्मिकान्तः करणवृत्तिः। मनोनामसंकल्पविकल्पात्मिकान्तः करणवृत्तिः॥४१॥**

**અર્થ:**--સૂક્ષ્મ શરીર વિષયે કહુંછું. *૧૭ અવયવવાળા લિંગ-

---

*સત્તર તત્વ:—

પાંચ જ્ઞાનેન્દ્રિય; કાન, ચામડી, ચક્ષુ, જીભ, નાક.

પાંચ કર્મેન્દ્રિય; વાણી, પાદ, હાથ, શિશ્ન, ગુદા.

પાંચ પ્રાણ; વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ, અપાન.

એ રીતે પંદર અને મન તથા બુદ્ધિ મળી ૧૭ તત્વ.

શરીરને સૂક્ષ્મ શરીર કહે છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ વાયુ, મન અને બુદ્ધિ એને સત્તર અવયવ કહે છે. નેત્ર, કર્ણ, નાક, જીભ, અને ચામડી એ પાંચ અવયવને પાંચ જ્ઞાનેન્દ્રિય કહે છે. એ જ્ઞાનેન્દ્રિય આકાશાદિ સાત્વિક અંશથી ઉત્પન્ન થાય છે. તેજસના સાત્વિક અંશથી નેત્ર, આકાશના સાત્વિક અંશથી કાન, પૃથ્વીના સાત્વિક અંશથી નાસિકા, જળના સાત્વિક અંશથી જીભ, વાયુના સાત્વિક અંશથી ત્વચા ઉત્પન્ન થઇ છે. નિશ્ચયાત્મક અન્તઃકરણની વૃત્તિનું નામ બુદ્ધિ છે. સંકલ્પ વિકલ્પાત્મક અન્તઃકરણની વૃત્તિનુ નામ મન છે. ॥ ૪૧ ॥

**વિવેચનઃ**—બુદ્ધિના લક્ષણને કહું છું; કે હું બ્રહ્મ છું એવી નિશ્ચિયાત્મક અન્તઃકરણની જે વૃત્તિ તેનુ નામ બુદ્ધિ કહેવાય છે. હું ચૈતન્ય રૂપ દેહ છું, એવો સંશયાત્મક અંતઃકરણની વૃત્તિને મન કહે છે. ॥ ૪૧ ॥



**अनयोरेव चित्ताहंकारयोरन्तर्भावः । अनुसन्धानात्मिकान्तः करणवृत्तिश्चित्तम् । अभिमानात्मिकान्तः करणवृत्तिरहंकारः। एते पुनराकाशादिगत सात्त्विकांशेभ्योमिलितेभ्य उत्पद्येते । एतेषां प्रकाशात्माकत्वात्सात्विकांशकार्यत्वम् ॥ ४२ ॥**

**અર્થઃ**—ચિત્ત અને અહંકાર એ બન્ને બુદ્ધિ અને મનની અન્તર્ગત બે પ્રકારની વૃત્તિ છે. અનુસન્ધાનાત્મક અન્તઃકરણની વૃત્તિનું

નામ ચિત્ત છે. અને અભિમાન સહિત જે ચિત્તની વૃત્તિ છે તેનું નામ અહંકાર છે. બુદ્ધિ અને મન એ બન્ને મળીને આકાશાદિ પંચભૂતના સાત્વિક અંશથી ઉત્પન્ન થાય છે. પંચજ્ઞાનેન્દ્રિય બુદ્ધિ અને મન એ બધાંનો પોતાની મેળે પ્રકાશ કરવાનો સ્વભાવ છે. તે કારણથી એને પંચભૂતના સાત્વિક અંશથી ઉત્પન્ન થયાનું અનુમાન કરવામાં આવે છે. ॥ ૪૨ ॥

**વિવેચનઃ**—જો કે અંતઃકરણવડે કરીને ચારેનું એકપણું છે, તોપણ જેમ એકજ પુરૂષને પાચક ( રસોઇઓ ) પાઠક ( વાંચનારો ) ઇત્યાદિ વૃત્તિ ભેદથી એક છતાં જુદા જણાય છે, તેમ અંતઃકરણનો નિશ્ચય સંશય, મરણ, અહંકાર, વિષયભેદવડે બુદ્ધિઆદિ ભેદછે. ॥ ૪૨ ॥

**इयं बुद्धिर्ज्ञानेन्द्रियैः सहितासती विज्ञानमयकोषोभवति अयं कर्तृत्वभोक्तृत्वाभिमानित्वेन इहलोकपरलोकगामी व्यावहारिको जीव इत्युच्यते ॥ ४३ ॥**

**અર્થઃ**—સમ્પૂર્ણ જ્ઞાનેન્દ્રિયો સહિત બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોષ કહેવાય છે. એ વિજ્ઞાનમય કોષ હું કર્તા છું, હું ભોકતા છું, હું સુખી છું, હું દુઃખી છું ઇત્યાદિ અભિમાન યુકત આ લોકમાં રહેનારો અને પરલોકમાં જનારો—આ પ્રકારે વ્યવહારથી એને જીવ કહે છે. ॥ ૪૩ ॥

**વિવેચનઃ**—બુદ્ધિ સત્વગુણનું કાર્ય છે, માટે જ્ઞાનેન્દ્રિયના સાહિત્યથી પ્રકાશનું અધિકપણું છે, તેથી વિજ્ઞાનમયપણું છે, તે આત્માના આચ્છાદકપણાથી કોષ કહેવાય છે. વિશુદ્ધ બુદ્ધિ પ્રતિબિમ્બિત ચિદાત્માને

જીવપણું દેખાડે છે. તપેલા લોઢાના ગોળાની પેઠે બુદ્ધિ આરોપીત ચૈતન્યને વસ્તુતાએ અકર્તા, અભોક્તા, નિત્ય આનન્દરૂપ, અપરિચ્છિન્ન, અક્રિયને પણ ભોક્તાપણું, કર્તાપણું, સુખી, દુઃખી, પરિચ્છિન્ન ક્રિયાદિ અભિમાને સ્વર્ગાદિ લોકાન્તરમાં જવાપણું અને વ્યવહારીક જીવપણું પ્રાપ્ત થાય છે. ॥ ૪૩ ॥



**मनस्तु कर्मेन्द्रियैः सहितं सन्मनोमयकोषो भवति । कर्मेन्द्रियाणि वाक्पाणिपादपयूपस्थानि । एतानि पुन राकाशादीनां रजोंशेभ्यो व्यस्तेभ्यः पृथक्क्रमेणोत्पद्यंते ॥४४॥**

**અર્થ:**—પાંચ કર્મેન્દ્રિયો સાથે મન મળીને મનોમયકોષ કહેવાય છે. વાણી, હાથ, પગ, ગુદા, અને ઉપસ્થ એ પાંચ અવયવોનું નામ કર્મેન્દ્રિય છે. એ પાંચ કર્મેન્દ્રિય આકાશાદિ પંચમહાભૂત રાજસ અંશથી ઉત્પન્ન થાય છે. આકાશના રજોભાગથી વાણિ, વાયુના રજોભાગથી હાથ, તેજના રજોભાગથી પગ, જળના રજોભાગથી શિશ્ન અને પૃથ્વીના રજોભાગથી ગુદા ઉત્પન્ન થએલ છે. ॥ ૪૪ ॥

**વિવેચન:**—સત્વગુણ પ્રધાન મન છે. તે સત્વગુણના અંશથી ઉત્પન્ન થયેલી શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિય સહિત મનોમય કોષ કહેવાય છે. અને અહિઆંતો મનસત્વ ઉપહિત રજોવિકાર ઇચ્છારૂપ સંકલ્પ વિકલ્પાત્મક બુદ્ધિની અપેક્ષાએ અને જાડયપણું અધિક છે માટે મનોમય કોષ કહેવાય છે. ॥ ૪૪ ॥



वायवः प्राणापानव्यानोदानसमानाः ॥ प्राणो नाम प्रागगमनवान् नासाग्रस्थ नवर्ती।अपानो नाम अवाग्गमनवान् पाय्वादिस्थानवर्ती । व्यानो नाम विष्वग्गमनवानाखिल शरीरवर्ती।उदानः कण्ठस्थानीयः उर्द्धगमनवानुत्क्रमणवायुः। समानः शरीरमध्यगताशितपीतान्नादिसमीकरणकरः । समीकरणन्तु—परिपाककरणं रसरुधिरशुक्रपुरीषादिकरणम् ॥ ४५ ॥

**અર્થ:**—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એને પંચવાયુ કહે છે. ઉપર ગતિ કરનાર નાસિકાના અગ્રભાગમાં રહે છે, તેને પ્રાણવાયુ કહે છે; અને નીચે ગતિ કરનાર ગુદાસ્થાનમાં રહેનારને અપાન વાયુ કહે છે, સર્વે નાડીઓમાં ગતિ કરનાર શરીરમાં રહેનારને વ્યાનવાયુ કહે છે; ઉપર ગતિ કરનાર કંઠમાં રહેનારને ઉદાનવાયુ કહે છે; અને ભોજન કરેલા અન્નને તથા પાન કરેલા જળાદિકને સમીકરણ કરનારને સમાનવાયુ કહે છે. ખાધેલા પદાર્થનું રુધિર, વિર્ય અને પુરીષાદિ[1] કરે છે, તેને સમીકરણ કહે છે. ॥ ૪૫ ॥

**વિવેચન:**—પ્રાણાદિના વાયુપણાવડે કરીને એકપણું છે તોપણ ક્રિયાભેદવડે કરીને તે પાંચ પ્રકારના ભેદ થયેલા છે. ॥ ૪૫ ॥

—◦:◦—

केचित्तु नागकूर्म्मकृकल देवदत्तधनञ्जयाख्याः पञ्चान्येवायवः सन्तीत्याहुः । तत्रनागः उद्गिरणकरः । कूर्म्मः

---

૧ વિષ્ટાદિ.

निमीलनादिकरः । कृकलः क्षुधाकरः । देवदत्तः जृम्भणकरः । धनञ्जयः पोषणकरः । एतेषां प्राणादिष्वन्तर्भावात्प्राणादयः पञ्चैवेति केचित् । इदं प्राणादिपञ्चकं आकाशादिगतरजोंशेभ्यो मिलितेभ्य उत्पद्यते ॥ ४६ ॥

**અર્થઃ**—સાંખ્યમતને આધારે ચાલનાર એવું કહે છે કે બીજા પણ પાંચ નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ વાયુ છે. ઓડકાર લાવનારનું નામ નાગવાયુ કહે છે. જે વાયુથી આંખો ઉઘાડવાસ થાય છે, તેને કૂર્મવાયુ કહે છે. જે વાયુથી ભૂખ લાગે છે: અને છીંક આવે છે, તેને કૃકલ કહે છે. બગાસા લાવનાર વાયુને દેવદત્ત કહે છે. જે વાયુ શરીરને ફુલાવે છે, તેને ધનંજય કહે છે. પરન્તુ વેદાન્તમાં આચાર્યે કેવળ પ્રાણાદિ પાંચ વાયુ માન્યા છે, અને બીજા કોઈ પણ વાયુ માન્યા નથી. એ પ્રાણાદિ પંચવાયુમાં નાગાદિવાયુ આવી જાય છે. એ પ્રાણાદિ પંચવાયુ મળી આકાશાદિ પંચભૂતના રાજસ અંશથી ઉત્પન્ન થયા છે. ॥ ૪૬ ॥



इदं प्राणादिपञ्चकं कर्मेन्द्रियसहितं सत् प्राणमयकोशो भवति । अस्य क्रियात्मकत्वेन रजोंशकार्यत्वम् । एतेषु कोशेषुमध्ये विज्ञानमयो ज्ञानशक्तिमान् कर्तृरूपः । मनोमयः इच्छाशक्तिमान् करणरूपः । प्राणमयः क्रियाशक्तिमान्कार्यरूपः । योग्यत्वादेवमेतेषां विभागः—इतिवर्णयन्ति । एतत् कोशत्रयंमिलितं सत् सूक्ष्मशरीरमित्युच्यते ॥ ४७ ॥

**અર્થ:**—પૂર્વે કહેલા પ્રાણાદિ પંચવાયુ અને કર્મેન્દ્રિય મળીને પ્રાણમયકોષ કહે છે. ગમન અને આગમન ઇત્યાદિ ક્રિયા પ્રાણાદિ પંચવાયુના સ્વભાવ છે, તેથી આ પંચવાયુ સમ્પૂર્ણ રાજસ અંશનું કાર્ય માલૂમ પડે છે. પૂર્વે કહેલા પાંચ કોષમાં જ્ઞાનશક્તિવાળો વિજ્ઞાનમયકોષ કર્ત્તા છે. ઇચ્છાશક્તિવાળો મનોમયકોષ કારણ છે. ક્રિયાશક્તિવાળો પ્રાણમયકોષ કાર્ય્ય છે. એ ત્રણે કોષોના વિભાગનું વર્ણન કરે છે. એ ત્રણે કોષ મળીને કોષ સમષ્ટિનું સૂક્ષ્મ શરીર કહેવાય છે. ॥ ૪૭ ॥

**વિવેચન:**—એ પ્રાણાદિનું બહુપણું હોવાથી પ્રાણમયપણું અને આત્માને આચ્છાદકપણું હોવાથી કોષ એવું એનું નામ થયું છે. ॥ ૪૭ ॥



**अत्राप्यखिलसूक्ष्मशरीरमेकबुद्धिविषयतया वनवज्जलाशयवद्वा समष्टिः। अनेक बुद्धिविषयतया वृक्षवज्जलवद्वा व्यष्टिश्च भवति । एतत्समष्ट्युपहितं चैतन्यं सूत्रात्मा हिरण्य गर्भःप्राण—इति चोच्यते सर्वानुस्यूतत्वात् ।ज्ञानेच्छाक्रियाशक्तिमदपञ्चीकृतपञ्चमहाभूताभिमानित्वाच्च ॥ ४८ ॥**

**અર્થ:**—જેવી રીતે વન અને તળાવ, વૃક્ષ અને જળની સમષ્ટિ છે, તેવી રીતે બધાં સૂક્ષ્મ શરીર એકરૂપથી શરીર સમષ્ટિ છે. તેવી રીતે જેવું વૃક્ષ અને જળ, વન અને તળાવ વ્યષ્ટિ છે, તેમ અનેકરૂપકાસ શરીર વ્યષ્ટિ છે. એવા સૂક્ષ્મ શરીરની સમષ્ટિરૂપ ઉપાધિથી

ઉપહિત ચૈતન્યને સૂત્રાત્મા, હિરણ્યગર્ભ, એને પ્રાણ કહે છે, એ કારણ માટે આ ચૈતન્યરૂપી આખા વસ્ત્રમાં રહેલ સૂત્રની માફક સર્વમાં વ્યાપક તથા જ્ઞાન ઇચ્છા અને ક્રિયાશક્તિ વિશિષ્ટ અપંચીકૃત પંચભૂતનો અભિમાની થાય છે. ॥ ૪૮ ॥

**વિવેચનઃ**—આ સમષ્ટિના કારણને કહુંછું । **अत्रापीति** । એકજ બુદ્ધિથી જો કે બધાનાં સૂક્ષ્મ શરીર ભિન્ન ભિન્ન છે. તોપણ ઐક્ય બુદ્ધિએ જોતાં સમષ્ટિરૂપે સૂક્ષ્મ શરીરના હિરણ્યગર્ભવડે બધા પ્રાણી માત્રનાં શરીર એક છે. દૃષ્ટાન્તઃ—। **वनवदित्यादि** । આ સૂક્ષ્મ શરીરના વ્યષ્ટિરૂપને જણાવુંછું. । **अनेकेति** । અનેક જીવોનાં દરેક પોતપોતાનાં લિંગ શરીરને પોતાની જુદી જુદી બુદ્ધિના વિષયથી વ્યષ્ટિપણું થાય છે. । **तत्रदृष्टान्तमाह** । વૃક્ષની માફક કહેલી સમષ્ટિ અવિચ્છિન્ન ચૈતન્યની સૂત્રાત્મપણાદિ સંજ્ઞાને જણાવુંછું. તેમાં કારણ એવું છે કે, સર્વમાં વ્યાપકપણાથી એટલે સર્વ પ્રાણીનાં લિંગ શરીરોમાં વ્યાપકપણું છે. । **हेत्वंतरमाह** । જ્ઞાનની ઇચ્છા, ક્રિયા શક્તિવાળા કોશત્રયની ઉપાધિના અવિચ્છિન્નપણાથી છે. ॥ ૪૮ ॥



**अस्यैषा समष्टिः स्थूलप्रपञ्चापेक्षया सूक्ष्मत्वात् सूक्ष्मशरीरं विज्ञानमयादिकोषत्रयं जाग्रद्वासनामयत्वात्स्वप्नः । अतएव स्थूलप्रपंचलयस्थानमिति चोच्यते । एतद्व्यष्ट्युपहितंचैतन्यं तैजसो भवति तेजोमयान्तःकरणोपहितत्वात्॥४९॥**

**અર્થ:**—હિરણ્યગર્ભનું ઉપાધિ સ્વરૂપ, એવા સ્થૂળ શરીરને સમષ્ટિ સ્થૂળ પ્રપંચથી સૂક્ષ્મ કહેવાય છે. એટલા માટે એને સૂક્ષ્મ શરીર અગર ત્રણ કોષ કહે છે; તથા જાગ્રત અવસ્થાને વાસનાત્મક હેતુ, સ્વપ્ન અને સ્થૂળ પ્રપંચનું લયસ્થાન કહેવાય છે. એવા સ્થૂળ શરીરને વ્યષ્ટિ ઉપાધિથી ઉપહિત ચૈતન્યને તૈજસ કહે છે. એથી તેજોમય અન્તઃકરણ, એનુ ઉપાધિ કારણ છે. ॥ ૪૯ ॥

**વિવેચન:**—વિજ્ઞાનમય વિગેરેના ત્રણ કોશના સુક્ષ્મ શરીરપણાને જણાવુંછું. । **अस्यैषेति** । આ સુત્રાત્માને હિરણ્યગર્ભ અને વિજ્ઞાનમય વિગેરે ત્રણ કોશના શરીરને આ સ્થૂલ પ્રપંચની અપેક્ષાથી સૂક્ષ્મ શરીર કહ્યું છે. અને આ વિજ્ઞાનમય વિગેરે ત્રણ કોશના સ્વપ્નપણાની યુક્તિને કહુંછું. કે । **जाग्रदिति** । વૈરાટ સ્વરૂપથી અનુભવ કરેલા સ્થૂલ પ્રપંચની વિષય વાસનામયથી એવું સ્વપ્નપણું છે તેથી સ્વપ્નપણું અને સૂક્ષ્મપણું છે, માટેજ તેને સ્થૂલ પ્રપંચનું લયસ્થાન કહ્યું છે વિજ્ઞાનમયાદિ સમષ્ટિ ઉપાધિથી અવચ્છિન્ન ચૈતન્યનુ હિરણ્ય ગર્ભપણું પ્રતિપાદન કરીને હવે તે વ્યષ્ટિનો ઉપલક્ષિત ચૈતન્યનું તૈજસપણુ નિરૂપણ કરૂંછું. । **एतदिति** । આ જગ્યોએ તેનુ કારણ એ છે કે તેજોમય અંતઃકર્ણ ઉપહિત હોવાથી તે વ્યષ્ટિ ઉપહિત ચૈતન્યને તૈજસ કહે છે. ॥ ૪૯ ॥

—❦—

**अस्यापीयं व्यष्टिः स्थूलशरीरापेक्षयासूक्ष्मत्वात् सूक्ष्मशरीरं विज्ञानमयादिकोषत्रयं जाग्रद्वासनामयत्वात्स्वप्नः । अतएव स्थूलशरीरलयस्थानमिति चोच्यते ॥ एतौ सूत्रात्मतैजसौ तदानीं सूक्ष्माभिर्मनोवृत्तिभिः सूक्ष्मविषयाननुभवतः । "प्रविविक्तभुक् तैजसः" इत्यादिश्रुतेः ॥ ५० ॥**

**અર્થ:**—પૂર્વે કહેલું તૈજસનું ઉપાધિ સ્વરૂપ એવું વ્યષ્ટિભૂત સૂક્ષ્મ શરીર, સ્થૂળ શરીરની અપેક્ષાથી અત્યન્ત સૂક્ષ્મ છે. એ કારણથી એને સૂક્ષ્મ શરીર કિંવા કોષત્રય કહે છે. આ સૂક્ષ્મ શરીર વાસનામય છે, એને સ્વપ્ન અને સ્થૂળ શરીરનું લયસ્થાન કહે છે. સુષુપ્તિ અવસ્થામાં આ હિરણગર્ભ અને તૈજસ બન્ને સૂક્ષ્મ, મનની વૃત્તિદ્વારા સૂક્ષ્મ વિષયનો અનુભવ કરે છે. આ વિષય માટે શ્રુતિનુ પ્રમાણ છે. "તૈજસજ સૂક્ષ્મ વસ્તુનો ઉપભોગ કરે છે. ॥ ૫૦ ॥

**વિવેચન:**—વ્યષ્ટિરૂપ વિજ્ઞાનમયાદિ ત્રણ કોશને તૈજસનું સૂક્ષ્મ શરીર પણ કહે છે. । **अस्यापीति** । સૂક્ષ્મ શરીરના કારણને કહુંછું. કે સ્થૂલ છે. આને પણ સ્વપ્નપણાના હેતુને કહુંછું કે, જાગ્રતાદિ વગેરે વિશ્વ ચૈતન્યના અનુકૂળરૂપ સ્થૂળ શરીરથી વિષય વાસનારૂપ છે માટે સ્વપ્ન કહે છે. આ સ્થૂળ શરીરનુ લયસ્થાન સૂક્ષ્મ શરીર છે તે વિષયે કહુંછું. પૂર્વે કહેલા પ્રાજ્ઞ અને ઈશ્વર અજ્ઞાનનિ વૃત્તિયોએ કરીને સુષુપ્તિ અવસ્થામાં આનંદનો અનુભવ કરે છે. તેમજ હિરણ્યગર્ભ અને તૈજસ પણ સ્વપ્નાવસ્થામાં મનનિ વૃત્તિયોએ કરીને વાસનામય શબ્દો વગરેનો અનુભવ થાય છે તે દેખાડે છે. આ અ-

થમાં શ્રુતિનુ ઉદાહરણ કહે છે કે, જુદા જુદા ભોગોને ભોગવે તેને પ્રવિવિક્તભુક્ કહે છે. તૈજસ એટલે એજ અંતઃકરણને કાર્ય વિગરેના ભાવના પરિણામને એજ સ્થૂળ શરીરથી રહિતને તૈજસ કહે છે ને એજ તેજના અંતઃકરણનો સ્વામી છે. ॥ ૫૦ ॥

—※—

**अत्रापि समष्टिव्यष्ट्योस्तदुपहितसूत्रात्मतैजसयोश्च वनवृक्षवत्तदवच्छिन्नाकाशवच्च जलाशयजलवत्तद्गतप्रतिबिम्बिताकाशवच्चाभेदः । एवंसूक्ष्मशरीरोत्पत्तिः ॥ ५१ ॥**

**અર્થ:**—જેવી રીતે વન અને ઝાડ પરસ્પર જુદાં નથી, જેવી રીતે વનમાં રહેલા આકાશથી ઝાડમાં રહેલું આકાશ જુદુ નથી, જેવી રીતે તળાવનો અને જળનો ભેદ નથી, જેવી રીતે જળના પ્રતિબિમ્બિત આકાશનું અને જળાશયના પ્રતિબિમ્બિત આકાશનું જુદાપણું નથી; તેવી રીતે સૂક્ષ્મ શરીરની સમષ્ટિ અને વ્યષ્ટિની તથા તેના ઉપહિત હિરણ્યગર્ભ અને તૈજસની પરસ્પર ભિન્નતા નથી, એવે પ્રકારે સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ છે. ॥ ૫૧ ॥

**વિવેચન:**—અહિંયાં પણ વિજ્ઞાનમયાદિ કોશત્રયને સમષ્ટિરૂપ અને તે અવચ્છિન્ન સૂત્રાત્માને વ્યષ્ટિરૂપ વિજ્ઞાનમયાદિ ત્રણ કોશ ને તે અવચ્છિન્ન તૈજસ અને ચૈતન્યને વનવૃક્ષાદિ માફક તે અવચ્છિન્ન આકાશાદિકના દૃષ્ટાંતથી અભેદ દર્શાવું છું. । **अत्रापीति** । સમષ્ટિને વ્યષ્ટિની ઉપાધિથી વન અને વૃક્ષની પેઠે તથા જળાશય અને જળની પેઠે અભેદ છે તેમજ બે ઉપાધિથી અવિચ્છિન્ન ચૈતન્ય સૂત્રાત્મા અને

તૈજસને પણ વન અને વૃક્ષની પેઠે અને અવિચ્છિન્ન આકાશની પેઠે જેમ જળાશય એટલે જળમાં પડેલા પ્રતિબિંબ રૂપ આકાશની પેઠે અભેદ છે તેવીજ રીતે સૂક્ષ્મશરીરની ઉત્પત્તિ પ્રકરણુ ને ઉપસંહાર કરીએ છીએ. ॥ ૫૧ ॥

—:*:—

**स्थूलभूतानि तु पंचीकृतानि । पंचीकरणन्तु आकाशादिपंचस्वेकैकं द्विधासमं विभज्य तेषु दशसु भागेषु प्राथमिकान् पंचभागान् प्रत्येकं चतुर्धा समं विभज्य तेषां चतुर्णां भागानां स्वस्वाद्वितीयार्द्धभागं परित्यज्य भागान्तेषु संयोजनम् । तदुक्तम् ।"द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः । स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंचपंचते" इति ॥ ५२ ॥**

અર્થ:—ભેગાં થએલાં આકાશાદિ પંચભૂતને સ્થૂળભૂત કહે છે. એવા આકાશાદિ પંચભૂતના પંચભૂતમાંથી દરેક ભૂતનો સમાન ભાગ કરવાથી દશ ભાગ થાય છે. ત્યાર બાદ એના દશ ભાગના પ્રથમ પાંચમા ભાગના દરેક પાંચ ભૂતના સમાન ચાર ભાગ કરી, એના સમ્પૂર્ણ દરેક ચાર ભાગના બીજા અર્ધાને છોડીને ચાર ભૂતના બીજા અર્ધા ભાગ સહિત મેળવીએ, તેને પંચીકરણુ કહે છે. વળી પંચભૂતના દરેક ભૂતના બે ભાગ કરીને ફરી એના પંચભૂતના પ્રત્યેક પ્રથમ ભાગના ચાર ભાગ કરે; અને બીજા પંચભૂતના દરેક પ્રથમ અંશમાં દરેક ચાર ભાગને મેળવે તેને પંચીકરણુ કહે છે. આ વિષયના આધાર એક બીજા ગ્રન્થોમાં પણુ લખ્યા છે. ॥ ૫૨ ॥

—:o:—

# ઉપર બતાવેલાં તત્વોનું કોષ્ટક.

| પંચ મહા ભૂત. | આકાશનાં પાંચ અન્તઃકરણ કર્તા ભોક્તા. | વાયુનાં પાંચ પ્રાણ વાહન. | તેજનાં પાંચ જ્ઞાનેન્દ્રિયદ્વાર. | જળનાં પાંચ કર્મેન્દ્રિય સેવક. | પૃથ્વીના પાંચ વિષય ભોગ. |
|---|---|---|---|---|---|
| આકાશ. | પ્રથમ અન્તઃકરણ સ્ફુરે છે. એનો દેવતા વિષ્ણું. | સર્વે અંગમાં વ્યાન વાયુ રહે છે, તેના દેવતા ઈશાન તે દેહના સર્વે સાંધાઓને વાળેછે. | +શ્રોત્ર તેના દેવ દિશા છે, તેથી શબ્દ સંભળાય છે. | વાણીનો દેવતા અગ્નિ છે, તેથી બોલાય છે. | શબ્દ. |
| વાયુ. | મન સંકલ્પ વિકલ્પ કરેછે, તનો દેવતા ચન્દ્રમા છે. | નાભિમાં સમાન વાયુ રહે છે, તેના દેવતા તતપુરૂષ છે, તે અન્ન અને રસ નાડીદ્વારાએ બધે પ્હોંચાડે છે. | * ત્વચાથી ટાઢું, ઉનું, કઠણ, ઢીલું આદિ જણાય છે, તેનો દવતા વાયુ છે. | હાથથી આપવા લેવાનું કામ થાય છે, તેનો દેવઈંદ્રછે. | સ્પર્શ |
| તેજ. | બુદ્ધિથી નિશ્ચય થાય છે, તેનો દેવતા બ્રહ્માછે. | કંઠસ્થાનમાં ઉદાનવાયુરહેછે તેના દેવતા અઘોર છે, તે અન્ન અને રસનેજુદુ પાડે છે. હિતા નાડીથી સ્વપ્ન; હેડકીઆવછે. | ☸ ચક્ષુથી રૂપ દેખાયછે, તેનો દેવતા સૂર્ય છે. | પગ જવા આવવાનું કામ કરેછે, તેનો દેવ વિષ્ણુંછે. | રૂપ. |

+ કાન. * ચમડી. ☸ આંખ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાણી. | ચિત્ત ચિન્તવન કરે છે, તેનો દેવતા નારાયણ છે. | હૃદયમાં પ્રાણ રહે છે. તેના દેવતા વામદેવ છે, તેથી ૨૧૬૦૦ શ્વાસોચ્છ્વાસ થાય છે. | ૧જીહ્વા રસનો સ્વાદ જાણે છે, તેનો દેવ વરણ છે. | ૩શિશ્ન રતિ ભોગ કરે છે, તેને મૂત્રદ્વાર પણ કહે છે, તેનો દેવતા પ્રજાપતિ છે. | રસ. |
| પૃથ્વી. | અહંકાર અહંકૃતી કરે છે તેનો દેવતા રુદ્ર છે. | અપાન, ગુદાસ્થાનમાં રહે છે તેના દેવતા સઘોજાત છે, તે મળનો ઉત્સર્ગ કરે છે. | ૨ ઘ્રાણથી સુગંધી કે દુર્ગંધી લેવાય છે, તેનો દેવતા અશ્વિની કુમાર છે. | ગુદાના દેવતા મૃત્યુયમ છે, તેથી મળનો ઉત્સર્ગ થાય છે. | ગંધ. |

**अस्याप्रामाण्यं नाशङ्कनीयं त्रिवृत्करणश्रुतेः पंचीकरणस्याप्युपलक्षार्थत्वात् । पंचानां पंचात्मकत्वे समानेऽपि "तेषु च वैशिष्ट्यात्तु तद्वादस्तद्वादः" ॥ इति न्यायेन आकाशादिव्यपदेशः सम्भवति ॥५३॥**

**અર્થ:**—કહેલા પંચીકરણના આધાર વિષયે શંકા કરવાની કાંઈ જરૂર નથી, કેમકે ત્રિવૃત્કરણની શ્રુતિથી પંચીકરણનો ઉલ્લેખ થઈ જાય છે. પંચભૂતના પંચાત્મક રૂપમાં સમાન અર્થાત્ એકત્ર મળેલા દરેક પંચભૂતના જૂદા જૂદા વ્યવહાર થાય છે. આને માટે ન્યાયનું પ્રમાણ છે. આકાશાદિ પંચભૂતમાં પોત પોતાના અંશનું વધારેપણું થવાથી સર્વ ભૂતના આકાશાદિ નામ થાય છે. ॥ ૫૩ ॥

૧ જીભ. ૨ નાક. ૩ ગુહ્યેન્દ્રિય.

तदानीमाकाशे शब्दोऽभिव्यज्यते वायौ शब्दस्पर्शौ अग्नौ शब्दस्पर्शरूपाणि अप्सु शब्दस्पर्शरूपरसाःपृथिव्यां शब्दस्पर्शरूपरसगन्धाश्च ॥५४॥

**અર્થ:**—પંચભૂતના પંચીકરણના સમયે આકાશમાં શબ્દ ગુણ; વાયુમાં શબ્દ અને સ્પર્શ; અગ્નિમાં શબ્દ, સ્પર્શ અને રૂપ ગુણ જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ; પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ રીતે ગુણો રહેલા છે. ॥ ૫૪ ॥



एतेभ्यःपञ्चीकृतेभ्यो भूतेभ्यो भूर्भुवः स्वर्महर्जनस्तपः सत्यमित्येतन्नामकानामुपर्युपरि विद्यमानानामतलवितलसुतलरसातलतलातलमहातलपातालनामकानामधोऽधो विद्यमानानां लोकानां ब्रह्माण्डस्य तदन्तर्गतचतुर्विधस्थूलशरीराणामन्नपानादीनाञ्चोत्पत्तिर्भवति ॥ ५५ ॥

**અર્થ:**—એ સમ્પૂર્ણ પંચીકૃત આકાશાદિ ભૂતોથી ઉપર ઉપર વિદ્યમાન ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક, અને પછી સત્યલોક ઉત્પન્ન થાય છે. એ ક્રમથી નીચે નીચે રહેવાવાળાં અતળ, વિતળ, અને સુતળ, રસાતળ, તલાતળ, મહાતળ, અને પાતાળ, એ સમ્પૂર્ણ લોક ઉત્પન્ન થાય છે. આવી રીતે એ પંચભૂતથી બ્રહ્માણ્ડ અને [1]ચાર પ્રકારનાં સ્થૂળ શરીર અને શરીરના [2]ભોજ્ય અન્ન પાનાદિ ઉત્પન્ન થાય છે. ॥ ૫૫ ॥

---

૧ પૃષ્ઠ ૩ જાની ટિકા જુઓ. ૨ ભોજ્ય, ભક્ષ્ય, લેહ્ય, ચોષ્ય.

# સ્થૂળ શરીરનાં તત્વોનું કોષ્ટક.

## ક્રિયા ભાગ ક્રિયા તત્વોનો.

| આકાશ. | વાયુ. | તેજ એટલે અગ્નિ. | ૧ આપ. | પૃથ્વી. |
|---|---|---|---|---|
| કામ. વાયુનો. | ચાલવું. જળનો. | ૨ ક્ષુધા. અગ્નિનો એટલે તેજનો. | વિર્ય. પાણીનો. | ૫અસ્થિ. પૃથ્વીનો. |
| ક્રોધ. તેજનો. | વળવું. અગ્નિનો. | ૩ તૃશા. વાયુનો. | લોહી. પૃથ્વીનો. | માંસ. જળનો. |
| શોક. આકાશનો. | દોડવું. વાયુનો. | આલસ્ય. પૃથ્વીનો. | લાળ. આકાશનો. | ૬ત્વચા. વાયુનો. |
| મોહ. જળનો. | પ્હોળું થવું. આકાશનો. | નિદ્રા. આકાશનો. | મૂત્ર. અગ્નિનો. | નાડી. અગ્નિનો. |
| ભય. પૃથ્વીનો. | સંકોચાવું. પૃથ્વીનો. | ૪ કાંતિ. જળનો. | પરસેવો. વાયુનો. | ૭રોમ. આકાશનો. |

૧પાણી. ૨ ભૂખ. ૩તરશ. ૪રૂપ. ૫ હાડકાં. ૬ચામડી. ૭વાળ.

चतुर्विधस्थूलशरीराणि जरायुजाण्डजस्वेदजोद्भिज्जाख्यानि ॥ जरायुजानि जरायुभ्यो जातानि मनुष्यपश्वादीनि। अण्डजानि अण्डेभ्यो जातानि पक्षिपन्नगादीनि। स्वेदजानि स्वेदेभ्यो जातानि यूकमशकादीनि। उद्भिज्जानि भूमिमुद्भिद्य जातानि लतावृक्षादीनि ॥ ५६ ॥

**અર્થઃ**—સ્થૂળ શરીરના ચાર ભેદ છે, તે એ કે, જરાયુજ, (ગર્ભ વેષ્ટિત ચામડીનું નામ છે.) અણ્ડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ, જરાયુથી માણસ, પશુ આદિ ઉત્પન્ન થાય છે, તેને જરાયુજ કહે છે. ઈંડાથી ઉત્પન્ન થનારા પક્ષી સર્પાદિક અણ્ડજ કહેવાય છે, પરસેવાથી જુ, માંકણુ આદિ ઉત્પન્ન થાય છે, તેને સ્વેદજ કહે છે. પૃથ્વીમાંથી ઝાડ વેલાદિ ઉત્પન્ન થાય છે, તેને ઉદ્ભિજ કહે છે. ॥ ૫૬ ॥



अत्रापि चतुर्विधस्थूलशरीरम् ॥ एकानेकबुद्धिविषयतया वनवज्जलाशयवद्वा समष्टिः, वृक्षवज्जलवद्वा व्यष्टिरपि भवति। एतत्समष्ट्युपहितं चैतन्यं वैश्वानरो विराडिति चोच्यते। सर्वनराभिमानित्वाद्विविधं राजमानत्वाच्च अस्यैषा समष्टिः स्थूलशरीरं अन्नविकारत्वादन्नमयकोषः। स्थूलभोगायतनत्वाज्जाग्रदिति चोच्यते ॥ ५७ ॥

**અર્થઃ**—જેમ વન એ ઝાડનાં જૂથની સમષ્ટિ છે; અને ઝાડ એ વનની ( જૂદે જૂદે રૂપે ) વ્યષ્ટિ છે. તથા તળાવ એ જળની

સમષ્ટિ છે; અને જળ એ તળાવની ( જૂદે જૂદે રૂપે )વ્યષ્ટિ છે, તેજ પ્રમાણે અહિંયાં પણ ચાર પ્રકારનાં શરીર એક જગ્યાએ એકઠાં થયે સમષ્ટિ કહેવાય છે; અને ( જૂદે જૂદે રૂપે ) વ્યષ્ટિ કહેવાય છે. આ સ્થૂળ શરીરની સમષ્ટિથી ઉપહિત ચૈતન્ય સર્વ દેહના અભિમાની અનેક પ્રકારથી રહેલા વિશ્વાનર અને વિરાટ શબ્દથી કહેવાય છે. એ સમષ્ટિરૂપ સ્થૂળ શરીરને અન્નના વિકારના નિમિત્તિથી અનમય કોષ કહે છે. અને એજ સ્થૂળ સમષ્ટિ ભોગનું સ્થાન છે. એ કારણથી જાગ્રત શબ્દ પણ કહેવાય છે. ॥ ૫૭ ॥



एतद्व्यष्ट्युपाहितं चैतन्यं विश्वइत्युच्यते। सूक्ष्मशरीराभिमानमपरित्यज्य स्थूलशरीरादिमवेष्टृत्वात् । अस्याप्येषाव्यष्टिः स्थूलशरीरं अन्नविकारत्वात् अन्नमयकोषः। स्थूलभोगायतनत्वात्–जाग्रदिति चोच्यते ॥ ५८ ॥

**અર્થઃ**—વ્યષ્ટિરૂપ સ્થૂળ શરીરમાં જે ઉપહિત ચૈતન્ય છે. એને વિશ્વ શબ્દથી કહે છે. એ કારણથી આ ચૈતન્ય સૂક્ષ્મ શરીરના અભિમાનના છોડયા વિનાજ સ્થૂળ શરીરમાં પ્રવેશ કરે છે. પૂર્વે તેના કહેલા વ્યષ્ટિને સ્થૂળ શરીર કહ્યું છે. અન્ન વિકાર સ્વરૂપને અન્નમય કોષ કહે છે. અને તેજ વ્યષ્ટિ સ્થૂળ ભોગનું સ્થાન છે. એ કારણથી જાગ્રત શબ્દ કહેવાય છે. ॥ ૫૮ ॥

—⁂—

तदानीमेतौ विश्ववैश्वानरौ दिग्वातार्कप्रचेतोऽश्विभिः क्रमान्नियन्त्रितेन श्रोत्रादीन्द्रियपञ्चकेन क्रमाच्छब्दस्पर्शरूपरसगन्धान् अग्नीन्द्रोपेन्द्रयमप्रजापतिभिः क्रमान्नियन्त्रितेन वागादीन्द्रियपञ्चकेन क्रमाद्वचनादानगमनविसर्गानन्दान् चन्द्रचतुर्मुखशङ्कराच्युतैः क्रमान्नियन्त्रितेन मनोबुद्ध्यहङ्कारचित्ताख्येनान्तरिन्द्रियचतुष्केन क्रमात् संशयनिश्चयाहङ्कार्यचैत्तांश्च सर्वानेतान् स्थूलविषयाननुभवतः "जागरितस्थानोबहिः प्रज्ञः" इत्यादिश्रुतेः ॥ ५९ ॥

**અર્થ:**—જાગ્રત કાળમાં વિશ્વ અને વૈશ્વાનર એ બન્ને દિશા, વાયુ, સૂર્ય, વરુણ અને અશ્વનિકુમાર એઓના દ્વારા પ્રેરણાથી કાન, ચામડી, આંખો, જીભ, અને નાક એ પાંચ જ્ઞાનેન્દ્રિયોએ કરીને ક્રમથી શબ્દ. સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ આ પાંચ વિષયનો અનુભવ થાય છે. એ પ્રકારે અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણું, યમ, અને બ્રહ્મા એઓના દ્વારા પ્રેરણા કરવાથી વાચા, હાથ, પગ, શિશ્ન, અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયોએ કરીને ક્રમથી બોલવું, ગ્રહણ કરવું, ચાલવું, મૂત્ર અને રતી ભોગ કરવો, અને મળનો ત્યાગ કરવો. એ પાંચ બાહ્ય વિષયનો અનુભવ કરે છે. ચન્દ્ર, બ્રહ્મા, શિવ, અને વિષ્ણું એ ચાર દેવતાની પ્રેરણાથી મન બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચાર ઇન્દ્રિયોથી અનુક્રમે સંકલ્પ વિકલ્પ, નિશ્ચય, અભિમાન અને ચિન્તન આ ચાર સ્થૂળ વિષયોનો અનુ-

ભવ કરે છે. આને માટે શ્રુતિનું એવું પ્રમાણ છે કે, "જાગ્રત અવસ્થામાં વિશ્વ અને વૈશ્વાનર બાહ્ય સ્થૂળ વિષયોનો અનુભવ કરે છે." ॥ ૫૯ ॥



**अत्राप्यनयोः स्थूलव्यष्टिसमष्ट्योस्तदुपहितयोर्विश्ववैश्वानरयोश्च वनवृक्षवत्तदवच्छिन्नाकाशवच्च जलाशयजलवत्तद्गतप्रतिबिम्बाकाशवच्च वा पूर्ववदभेदः। एवं पञ्चीकृतपञ्चभूतेभ्यः स्थूलप्रपञ्चोत्पत्तिः ॥ ६० ॥**

**અર્થ:**—જેવી રીતે વન અને ઝાડમાં, વન અવિચ્છિન્ન આકાશ અને ઝાડ અવિચ્છિન્ન આકાશમાં તથા જળાશયમાં અને જળમાં તથા તળાવના પ્રતિબિમ્બિત આકાશ અને જળ પ્રતિબિમ્બિત આકાશમાં કાંઈ ભેદ નથી, તેવીજ રીતે સ્થૂળ શરીરની સમષ્ટિ અને વ્યષ્ટિમાં તથા સ્થૂળ શરીરની સમષ્ટિત ઉપહિગત વૈશ્વાનર અને સ્થૂળ શરીરની વ્યષ્ટિમાં ઉપહિત વિશ્વનો પણ કાંઈ ભેદ નથી, એટલા માટે એકઠા કરેલા પંચભૂતની સ્થૂળ શરીરની ઉત્પત્તિ થાય છે. ॥ ૬૦ ॥



**एतेषां स्थुलसूक्ष्मकारणशरीरप्रपञ्चानां समष्टिरेको महान्प्रपञ्चो भवति। यथा अवान्तरवनानां समष्टिरेकं महद्वनम्। यथा वा अवान्तरजलाशयानां समष्टिरेको महाञ्जलाशयाः। तदुपहितविश्ववैश्वानरादीश्वरपर्यन्तं चैतन्यमपि**

**अवान्तरवनाच्छिन्नाकाशवदवान्तरजलाशयगत प्रतिबिम्बिताकाशवच्च एकमेव ॥ ६१ ॥**

**અર્થ:**—જેવી રીતે જૂદા જૂદા વનની સમષ્ટિથી મ્હોટું વન થઈ જાય છે; તથા જૂદા જૂદા તળાવોની સમષ્ટિથી એક મ્હોટું તળાવ થઈ જાય છે, તેવી રીતે સ્થૂળ કારણ અને સૂક્ષ્મ શરીરના પ્રપંચની સમષ્ટિથી એક મ્હોટું પ્રપંચ થઇ જાય છે. જેમ સમ્પૂર્ણ વન અવિચ્છિન આકાશ અને જળાશય ગત પ્રતિબિમ્બિત આકાશ તે એકજ આકાશ છે; તેમ સમ્પૂર્ણ પ્રપંચ અવિચ્છિન વૈશ્વાનર, વિશ્વ, હિરણ્યગર્ભ તૈજસ, અને પ્રાજ્ઞ તથા ઇશ્વર સુદ્ધાન્ત સઘળુ એકજ ચૈતન્ય છે. ॥ ૬૧ ॥

**વિવેચન:**—જેમ ધાવડીનાં, ખેરનાં અને ખાખરાનાં વૃક્ષાદિથી ન્હાનું વન બનેલું હોય છે, એવાં ઘણાં વનો એકઠાં થઇને જેમ ( સમષ્ટિ ) મ્હોટું વન થાય છે, અથવા વાવ્ય કુવા તળાવાદિ ન્હાના જળાશયનું એક જળાશય થાય છે, એવાં ઘણાં જળાશય મળીને એક મ્હોટું જળાશય થાય છે, તે પ્રમાણે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણાદિ ન્હાનાં પ્રપંચનો સમષ્ટિ સમુદાય એક મ્હોટું પ્રપંચ થાય છે. ॥ ૬૧ ॥



**आभ्यां महाप्रपञ्चतदुपहितचैतन्याभ्यां तप्तायः पिण्डवदविविक्तं सत् अनुपहितं चैतन्यं "सर्वंखल्विदं ब्रह्मैव" तिमहावाक्यवाच्यं भवति विविक्तं सल्लक्ष्यमपि भवति ॥६२॥**

**અર્થઃ**—જેવી રીતે તપેલું લોઢું અગ્નિથી જૂદું નથી । **अयो-दहति ।** એ વાક્ય વાચ્ય થાય છે, અને પૃથક રૂપે આ વાક્ય લક્ષ થાય છે. તેવી રીતે મહત્પ્રપંચ અવિચ્છિન્ન ચૈતન્ય એ મહ-ત્પ્રપંચથી અભિન્ન થઇને ( **सर्वंखल्विदंब्रह्म** ) આ વાક્યનો વાચ્ય થાય છે. અને બીજુ પૃથક્ રૂપ થઇને આ મહાવાક્યનો લક્ષ થાય છે. ॥ ૬૨ ॥



**एवं वस्तुन्यवस्त्वारोपोऽध्यारोपः सामान्येन प्रदर्शितः। इदानीं प्रत्यगात्मनि इदमिदमयमयमारोपयतीति विशेष उ-च्यते। तथाच अतिप्राकृतस्तु "आत्मा वै जायते पुत्रः" इत्यादि-श्रुतेः स्वस्मिन्निव स्वपुत्रेऽपि प्रेमदर्शनात् पुत्रे पुष्टे नष्टेऽहमेव पुष्टो नष्ट श्चेत्याद्यनुभवाच्च पुत्र आत्मेति वदति। चार्वाकस्तु "स वा एष पुरुषोऽन्नमयः" इत्यादिश्रुतेः प्रदीप्तगृहात्स्वपुत्रं परित्यज्यापि स्वस्य निर्गमदर्शनात् स्थूलोऽहं कृशोऽहमित्या-द्यनुभवाच्च स्थूलशरीरमात्मेति वदति। अपरश्चार्वाकः "ते-हप्राणाः प्रजापतिं समेत्य ब्रूयुरि" त्यादिश्रुतेः इन्द्रियाणाम-भावे शरीरचलनाभावात्काणोहं बधिरोहं इत्याद्यनुभवाच्च इन्द्रियाण्यात्मेति वदति ॥ ६३ ॥**

**અર્થઃ**—એવી રીતે સંક્ષેપે વસ્તુરૂપ ચૈતન્યમાં અવસ્તુના આરોપ સ્વરૂપ અધ્યારોપ દેખાડયો. હવે વિશેષરૂપથી જીવ ચૈત-

-આમાં અધ્યારોપ અર્થાત્ ક્રિયા ક્રિયા ગતને વળગી રહેલા કેઈ કેઈ વસ્તુને જીવાત્મા કહે છે, તે દેખાડુંછું. અતિ અજ્ઞાની પુરૂષ પુત્રને આત્મા કહે છે, અને આ શ્રુતિનો આધાર આપે છે, "આત્મા પણ પુત્રરૂપ થઇને જન્મ લે છે," પરન્તુ યુક્તિ પણ આશ્ચર્યતા બતાવીને કહે છે કે, "આપણામાં જેવી રીતે પ્રેમ ઉત્પન્ન થાય છે, તેવી રીતે પુત્રને પણ પ્રેમનો અનુભવ થાય છે, તેથી પુત્ર આત્મા છે. એ વિષયમાં અને અનુભવમાં પણ આવે છે કે, જેવી રીતે પુત્ર જાડો થવાથી હું જાડો થયો, ને પુત્ર દુબળો થવાથી હું દુબળો થયો, એવું જ્ઞાન થાય છે. તેથી પુત્રજ આત્મા છે." અને ચાર્વાક મતવાળા તો સ્થૂળ શરીરને આત્મા કહે છે; અને શ્રુતિનો આધાર પણ આપે છે. "અન્નમયરસનો વિકારવાળો પુરૂષ આત્મા છે" વળી એવી યુક્તિ બતાવે છે કે, "સઘળા પુરૂષ પુત્રનો ત્યાગ કરીને બળતા ઘરમાંથી પોતાને બચવાનો ઉપાય કરે છે." આ વિષયમાં અનુભવ પણ એવો છે કે, "હું પુષ્ટછું, હું દુબળોછું, આવું જ્ઞાન બધા સાધારણને પણ થાય છે, આ કારણથી સ્થૂળ શરીર આત્મા છે." બીજા ચાર્વાક મતવાળા તો ઇન્દ્રિયોના સમૂહને આત્મા કહે છે, અને આ શ્રુતિનું પ્રમાણ આપે છે. "ઇન્દ્રિયોનો સમૂહ બ્રહ્માની સમિપ જાય છે, તેથી ઇન્દ્રિયોનો નાશ થવાથી શરીર કાંઈ વ્યાપાર કરી શકતું નથી." આવો ઇન્દ્રિય સમૂહ પણ આત્મા છે; અને આ યુક્તિ બતાવે છે. "હું આંધળોછું, હું બ્હેરોછું, આવું જ્ઞાન સઘળાને થાય છે, તેથી ઇન્દ્રિયોનો સમૂહજ આત્મા છે." ॥ ૬૩ ॥

**अपरश्चार्वाकः "अयोऽन्तर आत्मा प्राणमयः" इत्यादिश्रुतेः प्राणाभावे इन्द्रियचलनायोगात् अहमशनयावानहं पिपासावान् इत्याद्यनुभवाच्च प्राण आत्मेतिवदति। अन्यस्तु चार्वाकः "अन्योन्तरआत्मा मनोमयः" इत्यादिश्रुतेःमनासि सुप्ते प्राणादेरभावात् अहं सङ्कल्पवानहं विकल्पवानित्याद्यनु-भवाच्च मन आत्मेति वदति ॥ ६४ ॥**

**અર્થઃ**—કોઇ કોઈ ચાર્વાક મતવાળા પ્રાણને આત્મા કહે છે, ને આ શ્રુતિનો આધાર આપે છે, "પ્રાણમય અન્તરાત્મા શરીરાદિથી ભિન્ન છે." અને મતના સ્થાપનને અર્થે એવી યુક્તિ બતાવે છે કે, "જે વખતે શરીરમાં પ્રાણ રહેતો નથી, તે વખતે ઇન્દ્રિયોના સમૂહથી કાંઈ ક્રિયા થઇ શક્તિ નથી, તેથી પ્રાણ છે, તે આત્મા છે." વળી બીજી યુક્તિ બતાવે છે કે, "હું ભૂખ્યોછું, હું તરસ્યોછું, એવી રીતે પણ્ડિતથી પામર પર્યન્તને અનુભવ થાય છે, તેથી પ્રાણુજ આત્મા છે." વળી કોઈ કોઈ ચાર્વાક મતવાળા મનને આત્મા કહે છે, ને આ શ્રુતિનો આધાર આપે છે, "મનોમય અન્તરાત્મા શરીર, ઇન્દ્રિયો અને પ્રાણ એનાથી જૂદો છે." તેથી મન છે, તેજ આત્મા છે. અને પોતાના મતની ગહત્તા બતાવવાને અને તેનું રક્ષણ કરવાને માટે આ યુક્તિ બતાવે છે. "જે વખતે મન સ્વપ્નાવસ્થામાં હોય છે, તે વખતે પ્રાણાદિકનો અભાવ થાય છે, અને મ્હારો આવો સંકલ્પ છે, ને આવો વિકલ્પ છે, એવી રીતે અનુભવ પણ સઘળાને થાય છે," તેથી મન આત્મા છે. ॥ ૬૪ ॥

**बौद्धस्तु "अन्योऽन्तर आत्मा विज्ञानमयः" इत्यादिश्रुतेः कर्त्तुरभावे करणस्य शक्त्य भावात् अहं कर्त्ता अहंभोक्ता इत्याद्यनुभवाच्च बुद्धिरात्मेति वदति ॥ ६५ ॥**

**અર્થ:**—બૌદ્ધમતવાળા બુદ્ધિને આત્મા કહે છે; અને આ શ્રુતિનું પ્રમાણ આપે છે, "વિજ્ઞાનમય અન્તરાત્મા શરીર, પ્રાણ, અને મન એનાથી જૂદો છે." ને આ યુક્તિ બતાવે છે કે, "જે વખ્તે કર્ત્તાનો અભાવ થાય છે, તેજ વખ્તે કારણની શક્તિનો અભાવ થાય છે, એવો ભાસ થાય છે, અને બુદ્ધિનો અભાવ થવાથી ઈંદ્રિયોની શક્તિનો અભાવ જોવામાં આવે છે. ને હું કર્ત્તાછું, હું ભોક્તા છું, એવી રીતે આ અનુભવ પામરથી તે પણ્ડિત સુધી સાધારણ રીતે સઘળાને થાય છે, તેથી બુદ્ધિનેજ આત્મપણું સિદ્ધ થાય છે." ॥ ૬૫ ॥

---

**प्राभाकरतार्किकौ तु "अन्योऽन्तर आत्मा आनन्दमयः" इत्यादिश्रुतेः सुषुप्तौ बुद्ध्यादीनामज्ञाने लयदर्शनात् अहमज्ञ इत्याद्यनुभवाच्च अज्ञानमात्मेति वदतः ॥ ६६ ॥**

**અર્થ:**—પ્રભાકર (મીમાંસક) અને તાર્કિક (નૈયાયિક) તો બન્ને અજ્ઞાનનેજ આત્મા કહે છે, અને શ્રુતિનું પ્રમાણ આપે છે, "અન્તરાત્મા શરીરાદિથી ભિન્ન અને આનન્દમય છે." અને આ પ્રકારની યુક્તિનું પ્રમાણ આપે છે કે, "સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનતામાં બુદ્ધિઆદિનો લય થાય છે; અને હું મૂર્ખછું, હું જ્ઞાનીછું

એવી રીતે અનુભવ પણ જીવ માત્રને થાય છે, તેથી અજ્ઞાનજ આત્મા છે." ॥ ૬૬ ॥



भट्टस्तु "प्रज्ञानघन एवानन्दमय आत्मे" त्यादिश्रुतेः सुषुप्तौ प्रकाशाप्रकाशसद्भावात् मामहं जानामीत्याद्यनुभवाच्च अज्ञानोपहितं चैतन्यमात्मेति वदति ॥ ६७ ॥

**અર્થઃ**—ભટ્ટમતવાળા કોઈ મીમાંસક અજ્ઞાન સમષ્ટિદ્વારા ઉપહિત ચૈતન્ય અર્થાત્ ઇશ્વર ચૈતન્યને પણ આત્મા કહે છે; અને આ શ્રુતિનું પ્રમાણ આપે છે કે, "આત્મા પ્રજ્ઞાનઘન તથા આનન્દમય છે" અને યુક્તિનું પ્રમાણ આપે છે કે, "સુષુપ્તિ કાળમાં બધાના લીન થવા પછી પણ અજ્ઞાનોપહિત ચૈતન્યનો પ્રકાશ રહે છે," અને હું પોતાને જાણતો નથી એવો અનુભવ થાય છે, એ પ્રકારે અજ્ઞાનોપહિત ચૈતન્ય આત્મા છે. ॥ ૬૭ ॥



अपरो बौद्धः॥" असदवेदमग्र आसीदित्यादिश्रुतेः सुषुप्तौ सर्वा भावादहं सुप्तः सुषुप्तौ नासमित्युत्थितस्य स्वभावपरामर्शविषयानु भवाच्च शून्यमात्मेति वदति ॥६८॥

**અર્થઃ**—કોઈ બૌદ્ધ મતવાળો શૂન્યને આત્મા કહે છે. અને આ શ્રુતિ પ્રમાણ આપે છે કે, "જગત્ પહેલાં અસત્ હતું" અને આ યુક્તિ બતાવે છે કે, "સુષુપ્તિ કાળમાં બુદ્ધિ વિગેરેનો અભાવ થાય છે, અને સુષુપ્તિમાંથી ઉઠીને પુરૂષને એવું જ્ઞાન થાય છે કે,

સુષુપ્તિમાં મ્હારો અભાવ થયો હતો, એ અનુભવનું કારણ શૂન્યજ આત્મા છે. ॥ ૬૮ ॥



एतेषां पुत्रादीनां शुन्यपर्य्यंतानामनात्मत्वमुच्यते। एतैरातिप्राकृतादिवादिभिरुक्तेषु श्रुतियुक्त्यनुभवाभासेषु पूर्वपूर्वोक्तश्रुतियुक्त्यनुभवाभासानामुत्तरोत्तर श्रुतियुक्त्यनुभवाभासैरात्मवाद्यदर्शनात्पुत्रादीनामनात्मत्वं स्पष्टमेवेति॥ ६९॥

અર્થ:—ખરૂં તો એ છેકે, પુત્ર વિગેરેથી શુન્ય સુધી કોઇને પણ આત્મા કહ્યો જાય નહિ. કેમકે પુત્ર વિગેરેમાં અનાત્મા પણું સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. જે પુત્ર વિગેરે ને આત્મા કહે છે, તે ઓછી બુદ્ધિના છે. એમણે જે શ્રુતિના, યુક્તિના અને અનુભવના આધાર આપ્યા છે, તે બધાનું એક પછી એક યુક્તિના પ્રમાણુથી અને અનુમાનદ્વારાથી ખંડન થાય છે. માટે પહેલાં કહેલા મતવાળાઓએ જે પુત્ર વિગેરેને આત્મા કહ્યો છે, તે બરાબર નથી. ॥ ૬૯ ॥



“ किञ्च प्रत्यगस्थूलो अचक्षुरप्राणो अमना अकर्त्ता चैतन्यं चिन्मात्रं सदि ” त्यादिप्रबलश्रुतिविरोधात् अस्य पुत्रादिशून्यपर्य्यन्तस्य जडस्य चैतन्यभास्यत्वेन घटादिवदनित्यत्वात् अहंब्रह्मेति विद्वदनुभवप्राबल्याच्च तत्तच्छ्रुतियु-

**त्यनुभवाभासानांबाधितत्वादपि पुत्रादिशून्यपर्यन्तमाखिलमनात्मैव ॥ ७० ॥**

**અર્થ:**—જો પુત્રાદિકને આત્મા કહેશો તો શ્રુતિઆદિ પ્રમાણોનો ઘણો વિરોધ આવી પડશે, કેમકે—" આત્મા સ્થૂળ નથી, આત્મા ઇન્દ્રિયોનો સમૂહ નથી, આત્મા પ્રાણ નથી, આત્મા મન નથી, અને કર્ત્તા નથી, પરન્તુ કેવળ ચૈતન્યમય સત્ય સ્વરૂપ છે. " ઇત્યાદિ પ્રબળ શ્રુતિદ્વારા પ્રમાણથી સિદ્ધ થાય છે. પુત્રાદિથી શૂન્ય પર્યન્ત જડ ચૈતન્યના ભાસરૂપ હેતુ ઘટાદિની પેઠે અનિત્ય છે. અર્થાત્ હેત્વાભાસ છે, અને જ્ઞાનિયોને હું બ્રહ્મછું, એવી રીતે દૃઢ અનુભવ થાય છે, એ કારણથી પુત્રથી શૂન્ય પર્યન્ત કોઈ પદાર્થ આત્મા કહેવાય નહિ. પુત્રાદિને આત્મા કહેવાથી પૂર્વે કહેલા શ્રુતિ, યુક્તિ, અનુભવ અને પ્રમાણનો વિરોધ થશે, માટે પુત્રાદિનું અનાત્મપણું સ્પષ્ટ માલૂમ પડે છે. ॥ ૭૧ ॥

વિવેચન—શંકા, પુત્રાદિથી શૂન્ય પર્યન્ત અનાત્મપણું કેવી રીતે સિદ્ધ છે. કેમકે અહંપ્રત્યય વિષયે આત્મા છે, એ પ્રમાણની શંકા સ્થૂળાદિ નિષિધ વાક્યથી ઉત્પન્ન થયેલ બતાવે છે, જેમ અરૂન્ધતી ન્યાયવડે પૂર્વપૂર્વ નિરાકરણ દ્વારા સૂક્ષ્મવસ્તુ ઉપદેશમાં તાત્પર્ય છે, જેમ સ્થૂલ અરૂન્ધતીમાં પ્રથમ ચન્દ્રમા, પછી ચન્દ્રથી ભિન્ન તારા, ત્યાર પછી તારથી ભિન્ન સપ્તતારક ( સાત તારા ) અને ત્યારપછી આગળના ચાર છોડીને પાછળના ત્રણ તારા તે પછી તે ત્રણ તારામાં મધ્યનો તારો પછી મધ્ય તારાની પાસે

---

* હેતુની પેઠે જે દેખાય છે, તે હેતવા ભાસ કહેવાય છે.

અરૂન્ધતીનો ઝીણો તારો છે. એવી રીતે અરૂન્ધતી બતાવે છે, તેમ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય. આનન્દમય, આત્મા એમ ક્રમવાર બતાવે છે. ॥૭૦॥



अतस्तद्भासकं नित्यशुद्धबुद्धमुक्तसत्य स्वभावं प्रत्यक्चैतन्यमेवात्मतत्त्वमिति वेदान्तविदनुभवः ।

एवमध्यारोपः ॥ ७१ ॥

અર્થ:—ઠીક ત્યારે, જો પુત્રાદિથી શૂન્ય પર્યન્તનો પ્રકાશક છે, અને જે નિત્ય, શુદ્ધ, સર્વજ્ઞ, મુક્ત, સત્ય સ્વરૂપ, પ્રત્યેક ચૈતન્ય છે, તેજ આત્મા છે, એવું વેદાન્ત શાસ્ત્ર જાણનારાઓનો અનુભવ છે. એવી રીતે વસ્તુમાં અવસ્તુનો અધ્યારોપ સ્વરૂપ, અધ્યારોપ ન્યાય વિશેષ રૂપથી દેખાડ્યો છે. ॥ ૭૧ ॥



अपवादोनाम रज्जुविवर्त्तस्य सर्पस्य रज्जुमात्रत्ववत् वस्तुविवर्त्तस्यावस्तुनोऽज्ञानादेः प्रपञ्चस्य वस्तुमात्रत्वं । तदुक्तम् "सतत्त्वतोऽन्यथाप्रथा विकारइत्युदीरितः । अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त्तइत्युदाहृतः ॥ ७२ ॥

શબ્દાર્થ:—હવે અપવાદ ન્યાય દેખાડે છે. રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, ત્યાર પછી જે વખ્તે ભ્રમ નાશ થાય છે, તે વખ્તે સર્પનું જે જ્ઞાન થયું હોય છે, તે નાશ થાય છે. ને માત્ર રજ્જુનું

જ્ઞાન રહે છે. તેવીજ રીતે સચ્ચિદાનંદ બ્રહ્મમાં અવસ્તુ રૂપ અજ્ઞાનાદિ જડ પદાર્થની ભ્રાન્તિ થઈ, અને ત્યાર પછી તે ભ્રાન્તિનો નાશ થાય છે. એટલે એક બ્રહ્મ માત્ર અવશેષ રહે છે. કેમકે એ રૂપ જ્ઞાનનું વિવર્ત છે. જેમ ગ્રન્થાન્તરમાં કહ્યું છે કે, "જે સ્વરૂપ વિકાર કરી કાર્યને ઉત્પન્ન કરે, તે વિકારી અથવા પરિણામી ઉપાદાન કારણ કહેવાય છે, જેમ "દૂધ, દહીંનું વિકારી અથવા પરિણામી ઉપાદાન કારણ છે;" અને કારણ સ્વરૂપને વિકાર રહિત કરે, તથા કાર્યને ઉત્પાદન કરે છે. એને વિવર્ત કારણ કહે છે. જેમ રજ્જુ સર્પના જ્ઞાનના પ્રતિ વિવર્ત કારણ છે. ॥ ૭૨ ॥

**વિવેચન:**—બ્રહ્મને વિષે જેમ દૂધ છે તે દહીં રૂપ પરિણામને પામે છે, તેમ બ્રહ્મ પરિણામ પામીને પ્રપંચ થયો એમ નથી. કેમકે તે વૃત્તિઓએ બ્રહ્મનું વિવર્ત તે પ્રપંચ કહેલું છે; તેથી અહિં પરિણામ વાદ ઘટતો નથી. ॥ ૭૨ ॥

— ❧ —

**तथाहि खलूच्यते यथा एतद्भोगायतनं चतुर्विधस्थूलशरीरजातं एतद्भोग्यरूपान्नपानादिकं एतदाश्रयभूतभूरादिचतुर्दशभुवनानि एतदाश्रयभूतं ब्रह्माण्डञ्चैतत् सर्वं एतेषां कारणरूपपञ्चीकृतभूतमात्रं भवति। एतानि शब्दादिविषयसहितानि पञ्चीकृतभूतजातानि सूक्ष्म शरीरजातञ्चैतत् सर्वमेतेषां कारणरूपमपञ्चीकृतभूत**

मात्रं भवति।एतदज्ञानं अज्ञानोपहितं चैतन्यं चेश्वरादिकं एतदाधारभूतानुपहितचैतन्यरूपं तुरीयब्रह्ममात्रं भवति आत्मामध्यारोपापवादाभ्यां तत्त्वंपदार्थशोधनमपि सिद्धं भवति। तथाहि। अज्ञानादिसमष्टिः एतदुपहितं सर्वज्ञत्वादिविशिष्टं चैतन्यं एतदनुपहितं चैतन्यश्चैतत्त्रयं तप्तायः पिण्डवदेकत्वेनावभासमानं तत्पदवाच्यार्थो भवति एतदुपाध्युपहिताधारभूतमनुपहितंचैतन्यं तत्पदलक्ष्यार्थो भवति ॥ ७३ ॥

અર્થ:—બ્રાન્તિનો નાશ થવાથી જેવી રીતે આ સમ્પૂર્ણ પ્રપંચ પોત પોતાના કારણમાં લીન થઇ બ્રહ્મ સ્વરૂપમાં અવસ્થિત થાય છે, તે બતાવુંછું. "સ્થૂળ ભોગના સ્થાન સ્વરૂપ ચાર પ્રકારનાં સ્થૂળ શરીર અને ભોગ્ય અન્ન પાનાદિ એ બધાના આધાર રૂપ ભૂલોકથી ચૌદલોક સુધી અને એ બધાના વર્તમાન સ્થાન સ્વરૂપ બ્રહ્માંડ એ સમ્પૂર્ણ પંચીકૃત પંચ મહાભૂત માત્ર છે. શબ્દ સ્પર્શાદિ વિષયો સહિત આ સમ્પૂર્ણ પંચીકૃત પંચભૂતઅને સુક્ષ્મશરીર એ બધાના પોતપોતાના કારણ રૂપ અપંચીકૃત પંચમહાભૂત માત્ર છે. સત્વઆદિ ગુણ યુકત આ સમ્પૂર્ણ અપંચીકૃત પંચ મહાભૂત ઉત્પત્તિના ઉલટા ક્રમથી અર્થાત્ પૃથ્વી જળથી, જળ અગ્નિથી, અગ્નિ વાયુથી, વાયુ આકાશથી અને આકાશ અજ્ઞાનથી, એવી રીતે અજ્ઞાનોપહિત કારણરૂપ ચૈતન્ય માત્ર છે.

આ અજ્ઞાન અને અજ્ઞાનોપહિત ચૈતન્ય રૂપ ઇશ્વરથી માંડીને બધા તેના આધાર ભૂત અનુપહિત ચૈતન્ય રૂપ તુરીય બ્રહ્મ છે. પૂર્વે કહેલા અધ્યારોપ અને અપવાદમાં કહ્યું છે, તે રીતે "**तत्**" અને "**त्वम्**" એ બન્ને પદાર્થનું શોધન ઠીક થાય છે. અજ્ઞાનાદિની સમષ્ટિ અર્થાત્ અજ્ઞાન, સૂક્ષ્મ શરીર અને સ્થૂળ શરીરની સમષ્ટિ તેના ઉપહિત ચૈતન્ય અર્થાત્ ઈશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ ચૈતન્ય, અને અનુપહિત ચૈતન્ય, તુરીય બ્રહ્મ ચૈતન્ય આ ત્રણ પ્રકારના પદાર્થ તપાવેલા લોઢાની પેઠે અતિરિક્ત રૂપ "**तत्**" આ પદનું વાચ્ય થાય છે. અને અજ્ઞાનાદિની સમષ્ટિરૂપ ઉપાધિ અને તેના ઉપહિત ઇશ્વર આદિ ચૈતન્યના આધાર ભૂત તુરીય બ્રહ્મ ચૈતન્ય "**तत्**" પદનો લક્ષ્યાર્થ થાય છે. ॥ ૭૩ ॥

**વિવેચનઃ**—સામાન્યપણાથી દર્શાવેલી અપવાદ પ્રક્રિયાને વિસ્તારથી પ્રતિપાદન કરવાને જણાવ્યું. **तथाहीति**। સ્થૂળ સૂક્ષ્મ કારણ પ્રપંચની ઉત્પત્તિ અને વિપરીતપણાથી તે તે કારણ રૂપે અવસ્થાજ અપવાદ કહેવાય છે. **एतद्भोगायतनामिति**। આ સ્થૂળ શરીર સ્વઆશ્રય, બ્રહ્માંડ સહિત પોતાના કારણ ભૂત પંચીકૃત પંચ મહાભૂતમાં લીન થયે સતે તન્માત્રાઓ અવશેષ રહે છે. તે પંચીકૃત પંચ મહાભૂત શબ્દાદિ સહિત સત્તર તત્વ અવયવવાળું લિંગ શરીર કહેવાય છે. તથા પોતાનું જે કારણ છે, તે અપંચીકૃત ભૂતમાં લીન થાય છે. તે અપંચીકૃત ભૂતો સત્વાદિ ગુણ સહિત પોતાના કારણ રૂપ અજ્ઞાન ઉપહિત ચૈતન્યમાં લીન થાય છે, અને તે અજ્ઞાન ઉપહિત ચૈતન્યને સર્વજ્ઞત્વાદિ વિશિષ્ટ

અને પોતાના આધાર ભૂત અને ઉપહિત ચૈતન્યમાં લીન થાય છે. અને ચૈતન્યજ બાકી રહે છે, તેનું ફળ કહે છે. " **तत्त्वम्** " **तत्** અને **त्वं** પદનો અર્થ જણાવું છું. તે અજ્ઞાન અવિચ્છિન્ન ચૈતન્ય અને ઉપહિત ચૈતન્ય આ ત્રણ તપાવેલા લોઢાના ગોળાની પેઠે અન્યો અન્ય તાદાત્મ અધ્યાસથી એક રૂપ ( લોઢુ ને અગ્નિ ) દેખાય છે, તેમ **सत्**। તે પદનો વાચ્યાર્થ છે, ને **तत्**। પદ લક્ષ્યાર્થ છે. આજ ઉપાધિ છે. તે અજ્ઞાન અવિચ્છિન્ન ઈશ્વર ચૈતન્યના આધાર રૂપ જે અનુપહિત ચૈતન્ય તે બેના વિવેકથી **सत्** ના ભેદને કહેવાની ઇચ્છાથી **तत्**। પદ લક્ષ્યાર્થ થાય છે. ॥ ૭૩ ॥



**अज्ञानादिव्यष्टिः तदुपहितालपज्ञत्वादिविशिष्टचैतन्यं एतदनुपहितं चैतन्यश्चैतत्त्रयं तप्तायः पिण्डवदेकत्वेन भासमानं त्वंपदवाच्यो भवति । एतदुपाध्युपहिताधारभूत मनुपहितं प्रत्यगानन्दं तुरीयं चैतन्यं त्वंपदलक्ष्यार्थो भवति ॥ ७४ ॥**

**અર્થ:**—અજ્ઞાનાદિ વ્યષ્ટિ અર્થાત્ અજ્ઞાન, સૂક્ષ્મ શરીર અને સ્થૂળ શરીર, તેના ઉપહિત ચૈતન્ય અર્થાત્ પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ તથા અનુપહિત ચૈતન્ય અર્થાત્ તુરીય બ્રહ્મ ચૈતન્ય, એ ત્રણે તપેલા લોઢાના ગોળાની પેઠે અભિન્નરૂપ " **त्वम्** " પદનું વાચ્ય થાયછે; તથા અજ્ઞાનાદિની વ્યષ્ટિ અને પ્રાજ્ઞ આદિ ચૈતન્યના

આધાર રૂપ અનુપહિત આનન્દ રૂપ તુરીય બ્રહ્મ ચૈતન્ય **"त्वम्"** એ પદનો લક્ષ્યાર્થ થાય છે. ॥ ૭૪ ॥

**વિવેચનઃ—त्वम्** પદના વાચ્યાર્થને કહે છે **अज्ञानादीति ।** વ્યષ્ટિ ભૂત પદનું જે જ્ઞાન છે, તેજ અન્તઃકરણ છે. અવિચ્છિન્ન જીવ ચૈતન્ય, અને ઉપહિત ચૈતન્ય—એ ત્રણ તપાવેલા લોઢાના ગોળાની પેઠે પરસ્પર એક રૂપ પણાના અધ્યાસથી અભેદ વાત બતાવવાને માટે **त्वम् ।** પદનો વાચ્યાર્થ થાયછે.

અન્તઃકરણ ઉપહિત ચૈતન્યના આધાર રૂપ જે અનુપહિત પ્રત્યગાત્મા આનન્દ, તુરીય, ચૈતન્યથી **त्वम् ।** પદનો લક્ષ્યાર્થ થાય છે. ॥ ૭૪ ॥



**अथ महावाक्यार्थो वर्ण्यते । इदं तत्त्वमसि वाक्यं सम्बन्धत्रयेण अखण्डार्थबोधकं भवति । सम्बन्धत्रयं नाम पदयोः सामानाधिकरण्यं पदार्थयोर्विशेषणविशेष्यभावः प्रत्यगात्मपदार्थयोर्लक्ष्यलक्षणभावश्चेति । यदुक्तम्—"सामानाधिकरण्यञ्च विशेषणविशेष्यता । लक्ष्यलक्षण सम्बन्धः पदार्थप्रत्यगात्मनामि" ति ॥ ७५ ॥**

**અર્થઃ—**હવે મહાવાક્યના અર્થનો વિચાર કરીએ **"तत्त्वमसि"** આ વાક્ય ત્રણ પ્રકારના સમ્બન્ધ દ્વારા અખંડ બ્રહ્મ ચૈતન્યનો બોધક થાય છે. સમ્બન્ધ ત્રણ પ્રકારના છે. પહેલો સામાનાધિકરણ્ય બીજો વિશેષ વિશેષણ ભાવને ત્રીજો લક્ષ્ય લક્ષણ ભાવ. **"तत्"**

અને "त्वम्" એ બન્ને પદોની એક અધિકરણમાં અવસ્થિતિ થવાથી સામાનાધિકરણ સમ્બન્ધ થાયછે. બન્ને પદના પરસ્પર વિશેષ્ય વિશેષણ રૂપ સમ્બન્ધને વિશેષ્ય વિશેષણ ભાવ કહે છે. અને પ્રત્યગાત્મા લક્ષ્ય અને બન્ને પદ લક્ષણ એવા સમ્બન્ધને લક્ષ્ય લક્ષણ ભાવ સમ્બન્ધ કહે છે. ગ્રન્થાન્તરમાં પણ કહ્યું છે—"સામાનાધિકરણ, વિશેષ્ય વિશેષણ ભાવ, અને લક્ષ્ય લક્ષણ ભાવ, એત્રણ પ્રકારના સમ્બન્ધ છે." ॥ ૭૫ ॥

**વિવેચનઃ**—પદાર્થને કહીને હવે વાક્યાર્થને કહું છું. **अथेति** શંકાકાર કહે છે કે, જીવ ઇશ્વરને કિંચિત જાણવાપણું અને સર્વજ્ઞાદિપણું એ બન્ને અતંત્ય જુદાપણુંછે "**तत्व मस्यादि**" મહા વાક્ય પરસ્પર વિરૂદ્ધ અર્થને પ્રતિપાદન કરેછે, કેમ ? અખંડ એક રૂપ બ્રહ્મ પ્રતિપાદન કરે છે. આવી શંકાથી સાક્ષાત એક પણાના પ્રતિપાદકત્વના અભાવે પણ લક્ષણાવડે ત્રણેના સમ્બન્ધથી અખંડ એક અર્થનું પ્રતિપાદન કરે છે. ત્રણે સમ્બન્ધના સ્વરૂપને કહું છું. પદ અને પદનો અર્થ અને પ્રત્યગાત્માના ત્રણે સમ્બન્ધના સદ્ભાવથી અને વૃદ્ધની સમ્મતિથી કહુંછું. ॥ ૭૫ ॥

—:-:o:-:o:-:—

**सामानाधिकरण्यसम्बन्धस्तावत् यथा सोयं देवदत्त इति वाक्ये तत्कालविशिष्ट देवदत्तवाचकशब्दस्य एतत्काल विशिष्ट वाचकायंशब्दस्य च एकस्मिन्देवदत्तपिण्डे तात्पर्यसम्बन्धः । तथाच " तत्त्वमसि " वाक्येऽपि परोक्षत्वादे-**

**विशिष्टचैतन्यवाचकतच्छब्दस्या—परोक्षत्वादि विशिष्टचैतन्य वाचक—त्वंपदस्य चैकस्मिन् चैतन्ये तात्पर्यं सम्बन्धः ॥७८॥**

**અર્થ—**હવે સામાનાધિકરણ સમ્બન્ધ દેખાડું છું. જેમ "**सोयंदेवदत्तः**" આ વાકયમાં "**सः**" શબ્દથી પહેલાં જે વસ્તુ જોઈ છે, તેનો બોધ થાય છે; અને "**अयम्**" શબ્દથી વર્તમાન દષ્ટ વસ્તુનો બોધ થાય છે; અને બન્ને પદાર્થનો એક દેવદત્ત વ્યક્તિમાં બોધ થાયછે. એ પ્રકારે "**तत्त्वमसि**" એ વાકયમાં પણ અપ્રત્યક્ષ ચૈતન્યનો બોધક "**तत्**" શબ્દ છે. અને પ્રત્યક્ષ ચૈતન્યનો બોધક "**त्वम्**" શબ્દછે. આ બન્ને શબ્દયોનું તાત્પર્ય એક ચૈતન્યમય બ્રહ્મમાં છે. આ સામાનાધિકરણ સમ્બન્ધછે. ॥૭૮॥

**વિવેચન—**પદના સામાનાધિકરણ્ય ઉદાહરણ સાથે દેખાડું છું **सामानाधि करण्यमिति** । જૂદી જૂદી પ્રવૃત્તિના નિમિત્તે અને શબ્દના એક અર્થમાં જે પ્રવૃત્તિ તેનું નામ સામાનાધિકરણ્ય કહે છે. ॥ ૭૮ ॥



**विशेषणविशेष्यभावसम्बन्धस्तु यथा तत्रैव वाक्ये सशब्दार्थतत्कालविशिष्टदेवदत्तस्यायं—शब्दार्थै तत्कालविशिष्टदेवदत्तस्य चान्योन्यभेदव्यावर्त्तकतया विशेषणविशेष्यभावः । तथात्रापि वाक्ये तत्पदार्थपरोक्षत्वादि विशिष्टचैतन्यस्य त्वंपदार्थापरोक्षत्वादिविशिष्टचैतन्यस्यचान्योन्य**

**भेदव्यावर्त्तकतया विशेषणविशेष्यभावः॥७७॥**

**અર્થ**—હવે વિશેષ વિશેષણ ભાવ સમ્બન્ધ બતાવું છું. જેમ-પહેલાં કહ્યું છે "**सोयं देवदत्तः**" આ વાક્યમાં "**सः**" પદનો અર્થ પહેલાં દેખેલી વ્યક્તિનો બોધક થાયછે. અને "**अयम्**" પદનો અર્થ વર્તમાન કાળમાં દૃષ્ટિગોચર વસ્તુનો બોધક થાય છે. અને એ બન્ને પદના અર્થનો પરસ્પર વિશેષ વિશેષણ રૂપ સમ્બન્ધછે, કેમકે એકજ વ્યકિતમાં બન્ને પદના અર્થનું તાત્પર્ય એક રૂપથી માલૂમ પડે છે. તેવી રીતે "**तत्त्वमसि**" આ વાક્યમાં પણ "**तत्**" પદનો અર્થ અપ્રત્યક્ષ ચૈતન્ય અને "**त्वम्**" પદનો અર્થ પ્રત્યક્ષ ચૈતન્ય છે. આ બન્ને પદના અર્થનો પરસ્પર વિશેષ વિશેષણ ભાવ સમ્બન્ધ છે, કેમકે બન્ને પદના અર્થનું એક વસ્તુમાં અભિન્ન રૂપથી તાત્પર્ય માલૂમ પડેછે. ॥ ७७ ॥

**વિવેચનઃ**—વિશેષણ વિશેષ ભાવ સમ્બન્ધ રૂપને કહે છે. '**विशेषणेति**' જે નિવૃત્તિ ( વ્યાવર્તક ) પામે તેનું નામ વિશેષણ કહેવાય અને જે નિવૃત્તિ ( વ્યાવર્તય )ને વિશેષ કહેવાય. ॥ ७७ ॥



**लक्ष्यलक्षणभावसम्बन्धस्तु यथा तत्रैव सशब्दायंशब्दयोस्तदर्थयोर्वा विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वपरित्यागेन अविरुद्धदेवदत्तेन सह लक्ष्यलक्षणभावः। तथात्रापि वाक्ये तत्त्वंपदयोस्तदर्थयोर्वा विरुद्धपरोक्षत्वापरा-**

**क्षत्वादिविशिष्टत्वपरित्यागेनाविरुद्धचैतन्येन सह लक्ष्यलक्षण भावः। इयमेव भागलक्षणेत्युच्यते ॥ ७८ ॥**

**અર્થ:**—હવે લક્ષ્ય લક્ષણ ભાવ સમ્બન્ધ દેખાડું છું, જેમ પહેલાં કહ્યું છે, તેમ " **सोयं देवदत्तः** " આ વાકમાં " **सः** " પદનો અર્થ પહેલાં જોયેલું અને " **अयम्** " પદનો અર્થ વર્તમાન કાળમાં જોઇએ છીયે, એ પરસ્પર બન્ને અર્થનો ત્યાગ કરીને કેવળ એક દેવદત્ત વ્યક્તિજ લક્ષ્ય થાયછે. અને " **सःअयम्** " આ બન્ને પદ લક્ષણ થાય છે. એ કારણથી લક્ષ્ય લક્ષણ ભાવ સમ્બન્ધ છે, તેવી રીતે " **तत्वमसि** " આ વાકયમાં પણ " **तत्** " પદનો અર્થ અપ્રત્યક્ષ પણું અને " **त्वम्** " પદનો અર્થ પ્રત્યક્ષ પણું છે. આ પરસ્પર વિરૂદ્ધ બન્ને અર્થનો ત્યાગ કરીને કેવળ એક અવિરૂદ્ધ ચૈતન્ય લક્ષ્ય થાયછે, અને " **तत्--त्वम्** " પદ લક્ષણ થાય છે, એને શાસ્ત્રકાર ભાગલક્ષણા સમ્બન્ધ કહે છે. ॥ ७८ ॥



**अस्मिन् वाक्ये नीलमुत्पलमिति वाक्यवद्वाक्यार्थो न सङ्गच्छते। तत्र नीलपदार्थनीलगुणस्य उत्पलपदार्थोत्पलद्रव्यस्य च शुक्लपदादिव्यावर्त्तकतयाऽन्योन्यविशेष्यविशेषणरूपसंसर्गस्यान्यतरविशिष्टस्यान्यतरस्य वा तदैक्यस्य वाक्यार्थत्वाङ्गीकरणे प्रमाणान्तरविरोधाभावात्**

वाक्यार्थः सङ्गच्छते । अत्र तु तत्पदार्थपरोक्षत्वादिविशिष्ट चैतन्यस्य त्वम्पदार्थापरोक्षत्वादिविशिष्टचैतन्यस्य चा न्योन्यभेदव्यावर्त्तकतया विशेषण विशेष्यभावसंसर्गस्य अन्यतरविशिष्टस्यान्यतरस्य वा तदैक्यस्य वाक्यार्थत्वा ङ्गीकारे प्रत्यक्षादिप्रमाणविरोधाद्वाक्यार्थो न सङ्गच्छते ॥७९॥

અર્થ:—" नीलमुत्पलम् " આ વાકયથી જેવો વાકયાર્થ થાય છે, તેવી રીતે " तत्त्वमसि " આ વાક્યના વાકયાર્થને સઙ્ગતિ થતી નથી, કેમકે, " नीलमुत्पलम् " આ વાકયમાં નીલ પદનો અર્થ શ્યામ ( ગુણ ) છે; અને ઉત્પલ પદનો અર્થ કમળ ( પદાર્થ ) છે. આ બન્ને શ્વેતાદિ અને ગુણ અને ઘટપટાદિ ( ઘડો ને વસ્ત્રાદિ ) વાકયમાં ઉલટપલટપણું છે, એ કારણથી પરસ્પર વિશેષ વિશેષણ ભાવ સમ્બન્ધ અથવા એકથી બીજાના સઙ્ગવડે વાકયાર્થની સઙ્ગતી થાય છે. તેવી રીતે " तत्त्वमसि " આ વાકયમાં સઘળુ જાણવાપણામાં અને થોડુ જાણવાપણામાં પ્રત્યક્ષઆદિ પ્રમાણના વિરોધથી " नीलमुत्पलम् " આ વાકયાર્થની રીતે " तत्त्वमसि " એ વાકયાર્થની સઙ્ગતિ થતી નથી. ॥ ७५ ॥

—:*:—

अत्र तु गङ्गायां घोषः प्रतिवसतीतिवज्जहल्लक्षणा न सङ्गच्छते । तत्र तु गङ्गाघोषयोराधाराधेयभावलक्षणस्य वाक्यार्थस्याशेषतो विरुद्धत्वाद्वाक्यार्थमशेषतः परित्यज्य

तत्सम्बन्धितीरलक्षणाया युक्तत्वाज्जहल्लक्षणा सङ्गच्छते । अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वरूपस्य-वाक्यार्थस्य भागमात्रे विरोधाद्भागान्तरमपरित्यज्यान्य-लक्षणाया अयुक्तत्वाज्जहल्लक्षणा न सङ्गच्छते ॥ ८० ॥

અર્થઃ—જેવી રીતે "गङ्गायां घोषः प्रतिवसति" આ વાક્યમાં જહત સ્વાર્થ લક્ષણાવૃત્તિથી વાક્યાર્થ સઙ્ગતિ થાય છે. તેવી રીતે "तत्त्वमसि" આ વાક્યની સ્વાર્થ લક્ષણાદ્વારા વાક્યાર્થ સઙ્ગતિ થતી નથી, કેમકે, "गङ्गायां घोषः प्रतिवसति" આ વાક્યમાં ગંગાના જળ પ્રવાહમાં નેહડો ( ગાયોનું ટોળું ) રહેતો નથી. એટલે નેહડાને આધારાધેય ભાવ અસંભવ હોવાથી વાક્યના અર્થને બાધ આવે છે, માટે વિરોધ દૂર કરવા વાસ્તે અર્થના તાત્પર્યની ઉત્પત્તિ ઘટતી નથી. માટે "गङ्गा" પદનો સત્યાર્થ જે જળ પ્રવાહ રૂપ ગંગા શબ્દનો ત્યાગ કરીને લક્ષણાદ્વારા—ગંગાના તીરે રહેનાર—આવો "गंगा" પદનો અર્થ યુક્તિથી કલ્પના કરીને કહેવાય છે. એવી રીતે શબ્દના મુખ્ય અર્થનો ત્યાગ કરીને બીજા અર્થનું ગ્રહણ કરવું, લક્ષણા શબ્દનો સારાંશ કે, ત્યાગ રૂપ સ્વાર્થ લક્ષણા થાય છે. તેવી રીતે "तत्त्वमसि" એ વાક્યમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એ બન્નેનું ઐકય સ્વરૂપ વાક્યાર્થમાં કાંઈ વિરોધ નથી, કેવળ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષને પ્રતિપાદક અંશ વિરોધ છે. તે શક્યાર્થનો પરિત્યાગ કરીને લક્ષ્યાર્થ સ્વિકાર કરતા નથી; એ

કારણ, "**तत्त्वमसि**" એ વાક્યમાં અજહત સ્વાર્થ લક્ષણા સઙ્ગતિ થતી નથી. ॥ ૮૦ ॥



न च गङ्गापदं स्वार्थपरित्यागेन तीर्थपदार्थं यथा लक्षयति तथा तत्पदं त्वंपदं वा वाच्यार्थपरित्यागेन त्वंपदार्थं तत् पदार्थं वा बोधयतु तत् कुतोऽजहल्लक्षणा न संगच्छते इतिवाच्यम् । तत्र तीरपदा श्रवणेन तदर्थाप्रतीतौ लक्षणया तत्प्रतीत्यपेक्षायामपि तत्त्वं पदयोः श्रूयमाणत्वेन तदर्थप्रतीतौ लक्षणया पुनः अन्यतरपदेनान्यतरपदार्थप्रतीत्यपेक्षाभावात्। श्रुतवाक्यस्य मुख्यार्थविरोधे मुख्यार्थसम्बन्धिन्यश्रुतपदार्थे लक्षणोति सर्वजनप्रसिद्धम् ॥ ८१ ॥

અર્થ:—જેમ "**गङ्गा**" પદનો વાચ્યાર્થ મૂકી દેઇને લક્ષણા-દ્વારા તીર અર્થ ગ્રહણ કરાય છે. તેમ લક્ષણા દ્વારા "**तत्**" પદનો વાચ્યાર્થ મૂકી દેઇને "**त्वम**" પદનો શક્યાર્થ પરિત્યાગ કરી તત્ પદાર્થમાં લક્ષિત થઇ જાય ત્યારે તો "**तत्त्वमसि**" વાક્યમાં પણ સ્વાર્થ રહિત જહત લક્ષણાની સઙ્ગતિ થઇ જશે, તે બરાબર નથી. કેમકે, "**गङ्गायां घोषः**" આ વાક્યમાં તીર શબ્દનો ઉચ્ચાર નથી, તે માટે તીર અર્થની અપેક્ષા કરીને જહત સ્વાર્થ લક્ષણા સઙ્ગતિ થાય છે, પરન્તુ "**तत्त्वमसि**" આ વાક્યમાં "**तत्**" અને "**त्वम्**" આ બંને પદનો અર્થ યુક્ત છે,

અને વળી અર્થ પણ પ્રસિદ્ધ છે. એ માટે અહિં લક્ષણાદ્વારા બીજા પદને જૂદા અર્થની જરૂર નથી, તેથી "**तत्त्वमसि**" વાક્યમાં જહત સ્વાર્થ લક્ષણા અસઙ્ગતિ થાય છે. કારણ કે જે કોઇ વાક્યમાં સાંભળવામાં આવે છે, એ વાક્યનો મુખ્ય અર્થ સમજવામાં જ્યાં વિરોધ આવતો હોય ત્યાં મુખ્ય અર્થનો સમ્બન્ધ, વગર સાંભળેલા પદના અર્થમાં મુખ્ય અર્થની લક્ષણા કરવી. એ વાત સર્વ લોક પ્રસિદ્ધ છે. ॥ ८१ ॥



अत्र शोणो धावतीति वाक्यवदजहल्लक्षणापि न सङ्गच्छते । तत्र शोणगुणगमन लक्षणस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तदाश्रयाश्वादिलक्षणायां तद्विरोधपरिहारसम्भवादजहल्लक्षणा सम्भवति अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तत्सम्बन्धिनो यस्य कस्यचिदर्थस्य लक्षितत्वेऽपि तद्विरोधाऽपरित्यागादजहल्लक्षणापि न सम्भवत्येव॥८२॥

**અર્થ:**—અને "**शोणो धावति**" આ વાક્યમાં જેવી રીતે અજહત્ સ્વાર્થ લક્ષણા સઙ્ગતિ થાય છે, તેવી રીતે "**तत्त्वमसि**" વાક્યમાં અજહત્ સ્વાર્થ લક્ષણા સઙ્ગતિ થતી નથી. કેમકે "**शोणो धावति**" આ વાક્યમાં લાલરઙ્ગ ( **शोण** ) ગુણમાં ચાલવાની શક્તિ નથી, કારણ કે '**शोण**' શબ્દનો ખુલ્લી રીતે થતો અર્થ

મૂકી દિધા વિના, અર્થાત્ 'રક્તિમ' ના અર્થ સાથે લક્ષણાદ્વારા રાતા ગુણવાળા ઘોડામાં લક્ષિત થાય છે, તેથી ચાલવાની ગતિમાં વિરોધ થતો નથી, માટે "**शोणो धावति**" આ વાક્યમાં અજહત્ સ્વાર્થ લક્ષણા સઙ્ગતિ થાય છે, પરંતુ "**तत्त्वमसि**" આ વાક્યમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ ચૈતન્યના પ્રત્યક્ષરૂપ વાક્યાર્થમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષના પ્રતિપાદક અંશના વિરોધનું કારણ વિરુદ્ધ અંશના ત્યાગ વિના કરેલા લક્ષણાદ્વારા એના સમ્બન્ધી ગમે તેવો અર્થ ધ્યાનમાં ઉતારીએ તો પણ વિરોધ દૂર થતો નથી, માટે અજહત્ સ્વાર્થ લક્ષણા બંધ બેસતી નથી. ॥ ૮૨ ॥



न च तत्पदं त्वम्पदं वा स्वार्थविरुद्धांशपरित्यागेनांशान्तरसहितं तत्पदार्थं त्वंपथार्थं वा लक्षयतु । अतः कथं प्रकारान्तरेण भागलक्षणाङ्गीकरणमिति वाच्यम् । एकेन पदेन स्वार्थांशपदार्थान्तरोभयलक्षणाया असम्भवात् पदान्तरेण तदर्थप्रतीतौ लक्षणया पुनरन्यतरपदार्थप्रतीत्यपेक्षाभावाच्च ॥ ८३ ॥

**અર્થ**—અને એપણ કહી શકાતુ નથી "**तत्**" કિંવા "**त्वम्**" પદાર્થના પોત પોતાના વિરુદ્ધ અર્થના અંશને મૂકી દઈને અવિરુદ્ધ અર્થ સાથે "**तत्**" કિંવા "**त्वम्**" પદના અર્થનો લક્ષિત થઈ ભાગ લક્ષણાનો સ્વીકાર કરનારો પણ નિષ્ફળ થાયછે. કેમકે

એક પદદ્વારા પોતાના અવિરુદ્ધ અંશનો પરિત્યાગ અને બીજા પદાર્થ એ બેની લક્ષણાથી થવું ઘટતું નથી. તથા બીજા પદદ્વારા જે અર્થ દેખાય છે, તે લક્ષણાદ્વારા એનાથી બીજા પદાર્થનો બોધ થઈ શકતો નથી. ॥ ૮૩ ॥



तस्माद्यथा सोऽयं देवदत्त इति वाक्यं तदर्थो वा तत्कालैतत्कालविशिष्टदेवदत्तलक्षणस्य वाच्यार्थस्यांशविरोधात् । विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वांशं परित्यज्याविरुद्धं देवदत्तांशमात्रं लक्षयति । तथा तत्त्वमसीति वाक्यं तदर्थो वा परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वलक्षणस्य वाच्यार्थस्यांशविरोधाद्विरुद्धपरोक्षत्वापरोक्षत्वाविशिष्टांदिशं परित्यज्याविरुद्धमखण्डचैतन्यमात्रं लक्षयति ॥ ८४ ॥

અર્થ:—જેમ "सोयं देवदत्तः" એ વાક્યના ભૂતકાળમાં દેખેલો, અને વર્તમાન કાળમાં દેખીએ છિયે, તે દેવદત્ત રૂપ વાચ્યાર્થના એક ભાગમાં વિરોધ થયેથી વિરુદ્ધ અંશ જે ભૂતકાળ છે, તેમાં અને વર્તમાન કાળમાં છે, એને મૂકી દેઈને દેવદત્ત રૂપ અંશ લક્ષ્યાર્થ થાય છે, તેમ "तत्त्वमसि" એ વાક્યમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષથી ચૈતન્યના ઐક્ય રૂપ જે વાચ્યાર્થ છે, એના અંશમાં વિરોધ થવાથી વિરુદ્ધ અંશ પ્રત્યક્ષ પણાનો અને

અપ્રત્યક્ષ પણાનો ત્યાગ કરીને અવિરુદ્ધ અખંડ ચૈતન્ય અંશમાત્ર લક્ષ્યાર્થ થાય છે. ॥ ૮૪ ॥



अथाधुना अहं ब्रह्मास्मीत्यनुभववाक्यार्थो वर्ण्यते । एवमाचार्य्येणाध्यारोपापवादपुरःसरं तत्त्वम्पदार्थौ शोधयित्वा वाक्येनाखण्डार्थेऽवबोधितेऽधिकारिणोऽहं नित्य-शुद्ध बुध-मुक्त-सत्य--स्वभावपरमानन्दा--नन्ताद्वयं ब्रह्मास्मीत्यखण्डाकाराकारिता चित्तवृत्तिरुदेति । सातु चित्प्रतिबिम्बसहिता सती प्रत्यगभिन्नमज्ञातं परं ब्रह्म विषयीकृत्य तद्गताज्ञानमेव बाधते तदा पटकारणतन्तुदाहे पटदाहवदाखिलकार्य्यकारणेऽज्ञाने बाधित साति तत्कार्य्यस्याखिलस्य बाधितत्वात् तदन्तर्भूताखण्डाकाराकारिता चित्तवृत्तिरपि बाधिता भवाति ॥ ८५ ॥

અર્થઃ—હવે ( अहंब्रह्मास्मि ) આ અનુભવ વાક્યનો અર્થ લખુંછું. આચાર્યોએ અધ્યારોપ અને અપવાદ પહેલાં કહેલો છે, અને અપવાદ ન્યાય દ્વારા "तत्" અને "त्वम्" આ બે પદના અર્થનું શોધન કરીને જે સમય "तत्त्वमसि" એ વાક્યદ્વારા અખંડ ચૈતન્યનો બોધ થઈ જાય છે, તે સમયે હું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય સ્વરૂપ પરમાનંદ અદ્વિતીય બ્રહ્મ છું, એવી રીતે અખંડ અંતઃકરણની વૃત્તિ થાય છે, તે અન્તઃકરણની વૃત્તિ ચૈત-

ન્ય પ્રતિબિમ્બિત થાય છે, તે વખ્તે ચિત્તવૃત્તિ ચૈતન્યદ્વારા પ્રકાશીત થઈ પ્રત્યગાત્મા (જીવ બ્રહ્મનું અભેદજ્ઞાન) અને અભિન્ન પરબ્રહ્મ વિષયના અજ્ઞાનનો નાશ કરે છે. જેમ લુગડાના તાંતણા ઉકેલી નાંખીએ તો લુગડાનું નામ રહેતું નથી, તેમ સમ્પૂર્ણ સંસારનું કારણ અજ્ઞાન નાશ થયેથી તેનો અન્તરગત અખંડાકાર અન્તઃકરણની વૃત્તિ પણ નાશ થઈ જાય છે. ॥ ૮૫ ॥

**વિવેચન:**—અખંડ ચૈતન્યના પ્રતિપાદન "**तत्त्वमसि**" એ પ્રકારના વાકયના અર્થને પ્રપંચ આરોપણ કરીને હવે યજુર્વેદના અનુભવી વાકયનો અર્થ કહુંછું. "**अथा धुनोति**" ગુરુ મુખથી કહેલા નહિ એવા "**तत्त्वमस्यादि**" વાકયના શ્રવણથી દેહથી અહંકાર પર્યન્ત જડ પદાર્થ બધા દૃષ્ય, વિલક્ષણ પ્રત્યગાત્માને શુદ્ધ પરમાત્મા એ ઐકયપણાનો બોધ થયા પછી કોઈ અધિકારી વખ્તે આવે. સર્વ ઉપાધિથી રહિત સચ્ચિદાનંદ એક રસના અનુભવે જીજ્ઞાસુ આચાર્યાએ ઉપદેશ કરેલું "**अहंब्रह्मास्मि**" વાકયના અર્થનું અનુસ્મરણ પોતાના આત્માના આનન્દપણાનો અને એક રસનો અનુભવ કરે છે, તે વિષયે કહુંછું. અધિકારીને પ્રમાણ સહિત કહેવાથી તેના ચિત્તની વૃત્તિ ઉદય થાય છે, તેને સમ્બન્ધ કહે છે. આચાર્યે અવિષય, અસંગ, નિષ્કળ, ચૈતન્યમાં સસલાના શિંગડાની પેઠે અવિદ્યા, અહંકારાદિ શરીરનો અન્ત થાય ત્યાં સુધી મિથ્યા પદાર્થનો આરોપ કરીને તેના અપવાદરૂપ "**तत्त्वम्**" પદાર્થને શોધીને "**तत्त्वमसि**" એ વાકયથી જહદ, અજહદ, લક્ષણા વડે વિરુદ્ધ અંશનો ત્યાગ કરવાથી અખંડાર્થ ચૈતન્યના જાણ્યાથી

શું વિષયવાળી ચિત્તની વૃત્તિ ઉદય પામે છે? એ શંકા લેઈ નિવારણ કરે છે. હું પ્રત્યગાત્મા પરબ્રહ્મછું. બ્રહ્મના અનિત્યપણાના અંશનું નિવારણ કરૂંછું. **नित्येति** શુદ્ધ પદથી અવિદ્યા દોષ રહિત, બુદ્ધ પદથી સ્વપ્રકાશ સ્વરૂપ મુક્ત પદથી સર્વ ઉપાધિ રહિત. સત્ય પદથી અવિનાશી સ્વભાવપણું, પરમાનંદ પદથી વિષયક મનુષ્યાનંદાદિકથી તે ચતુર્મુખ બ્રહ્માનંદ સુધી કર્મથી ઉત્પન્ન થયેલા અતિષયપણાથી નાશપણું અને તુચ્છપણું છે. તેથી વિલક્ષણ અતિષય આનંદપણાનું પ્રતિપાદન કરૂંછું. અનન્તપદે **घटादि** ની પેઠે ભિન્નતાથી રહિત, દેશ, કાળ, અને વસ્તુથી અપરિચ્છિનપણું જણાય છે. અનેકપણાના નિષેધે કરી એકપણાને જણાવે છે. જેમ દીવાનો પ્રકાશ સૂર્ય મંડળને પ્રકાશ કરતો નથી. એટલે સૂર્યને દીવાનું પ્રયોજન નથી. તેમ નિત્ય, શુદ્ધ, સ્વપ્રકાશ આત્માને જડ રૂપ જે ચિત્ત વૃત્તિ છે, તે એક વિષય કરે છે, તેનું પ્રયોજન શું? એ શંકા લેઇને કહે છે કે, તે ચિત્ત વૃત્તિ શુદ્ધ બ્રહ્મ વિનય કરનારી નથી—ત્યારે શું કરે છે? અજ્ઞાનતાવાળુ કામ અભિન્ન પરબ્રહ્મ વિષયવાળી તે ચૈતન્ય પ્રતિબિમ્બવાળી ચૈતન્યગત અજ્ઞાનને નિવારણ કરે છે. તે ચૈતન્યને આવરણ કરીને રહેલી જે વૃત્તિ છે, તેની નિવૃત્તિ ન કરવી એજ પ્રયોજન છે. "**तत्त्वमस्यादि**" વાક્યના શ્રવણથી ઉત્પન્ન થયેલી અખંડ ચૈતન્ય વૃત્તિથી તેને આશ્રિત રહેલું, અજ્ઞાનને નિવારણ કર્યે સતે પણ તે કાર્ય સર્વ સ્થાવર જંગમાત્મક પ્રપંચને પ્રત્યક્ષપણાએ ભાશમાનપણું કેમ? અદ્વૈતની સિદ્ધિ, એવી શંકા લેઈ, 'કારણ અજ્ઞાનના નાશથી તે કાર્ય સર્વ

પ્રપંચનું નાશપણું છે. અદ્વૈતની સિદ્ધિ દૃષ્ટાન્તથી દેખાડું છું. અજ્ઞાનના નાશથી તે કાર્ય પ્રપંચનો નાશ હો. તો પણ અખંડાકાર ચિત્તવૃત્તિની નિવૃત્તિ પામે નહિ, તેથી અદ્વૈતની હાનિ છે. અખંડાકાર વૃત્તિ પણ અજ્ઞાન અને તેનું જે કાર્ય તેના અન્તર ભૂત નિત્ય નિવૃત્તિથી અદ્વૈતની હાનિ થતી નથી. ॥ ૮૫ ॥



**तत्र वृत्तौ प्रतिबिम्बितं चैतन्यमपि यथा प्रदीपप्रभा आदित्यप्रभावभासनसमर्था सती तयाऽभिभूता भवति तथा स्वयंप्रकाशमानप्रत्यगभिन्न परब्रह्मावभासनानर्हतया तेनाभिभूतं सत् स्वोपाधिभूताखण्डवृत्ते र्बाधित्वाद्दर्पणाभावे मुखप्रतिबिम्बस्य मुखत्वमात्रवत्प्रत्यगभिन्न परब्रह्ममात्रं भवति ॥ ८६ ॥**

**અર્થ**—જેમ દીવાનું અજવાળુ સૂર્યનું અજવાળુ થવાથી અસમર્થ થઇને પોતે પોતામાં ઝાંખુ થઇ જાય છે, તેવી રીતે અન્તઃકરણની વૃત્તિમાં પ્રતિબિમ્બિત ચૈતન્ય સ્વપ્રકાશ સ્વરૂપ બ્રહ્મ ચૈતન્યને પ્રકાશ કરવાને અસમર્થ થાય છે, અને સ્વપ્રકાશ બ્રહ્મ ચૈતન્યથી પોતે અભિભૂત થઇ જાય છે. અને જેમ દર્પણના અભાવે મુખ પ્રતિબિમ્બ મુખજ રહેછે, તેવી રીતે ઉપાધિભૂત અન્તઃકરણની વૃત્તિના અભાવે સ્વ પ્રકાશ પરબ્રહ્મ માત્રજ છે. એવી રીતે જ્ઞાનીઓને "હું બ્રહ્મછું" એવો અનુભવ થાયછે. ॥ ૮૬ ॥

**વિવેચન**—તો પણ અખંડાકાર વૃત્તિ પ્રતિબિમ્બિત ચૈતન્યના આભાસથી **सत्वात्** કેવી રીતે અદ્વૈતની સિદ્ધિ થાય, એ શંકાને દૂર કરવાને કહુંછું. જીવને મોહના વશથી બ્રહ્મમાં જગત્ ભાસેછે. જેમ સ્વપ્નમાં રચાએલા પદાર્થ ઇંદ્ર જાળના પદાર્થ ઝાંઝવાનું જળ છાયાદિનું બરાબર રીતે જ્ઞાન થવાથી લય થાયછે, તેમ બ્રહ્મ તર્ફ ચિત્ત વૃત્તિ લય થઇ જાયછે. બ્રહ્મથી પર નિશ્ચય, આદિ મધ્ય અને અન્તમાં જગત્ નરશૃંગની તુલ્ય છેજ નહિ. જ્યારે શાસ્ત્ર અને ગુરુ વાક્યથી જ્ઞાન થયે માયાથી થયેલું જગત્ ક્યાં જાય છે, તે જણાતું નથી. સ્વરૂપનું જ્ઞાન થયે નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે. આ બધું જગત્ ચિત્તમાં રહેલું છે. ચિત્તનો લય થયે જગતનો લય થઇ જાય છે. ॥ ૮૬ ॥



**एवञ्च सति "मनसैवानुद्रष्टव्यं । यन्मनसा न मनुते" इत्यनयोः श्रुत्योरविरोधः। वृत्तिव्याप्यत्वाङ्गीकारेण फलव्याप्यत्व प्रतिषेधप्रतिपादनात् ।उक्तञ्च—"फलव्याप्यत्वमेवास्य शास्त्र कृद्भिर्निराकृतं । ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ॥" इति। स्वयंप्रकाशमानत्वान्नाभास उपयुज्यतइति ॥ ८७ ॥**

**અર્થ**—પૂર્વે કહેલો અનુભવ પ્રકાર સિદ્ધ થવા ઉપર "બ્રહ્મ, મને કરીને ધારણ કરી લેછે." "બ્રહ્મ, મનથી ધારણ કર્યો જતો નથી." આ બન્ને શ્રુતિયો પરસ્પર વિરુદ્ધ છે, તેની વિરોધતા પણ

દૂર થઈ ગઇ કેમકે મનોવૃત્તિદ્વારા બ્રહ્મ વિષય વાળું અજ્ઞાન નાશ થાય છે. ત્યારે શું થાય? અન્તકરણની વૃત્તિમાં રહેલું જે ચૈતન્ય પરબ્રહ્મનો પ્રકાશ કરતો નથી. એ વિષયને આધાર પણછે. શાસ્ત્ર-કારોએ અન્તઃકરણની વૃત્તિમાં રહેલું જે ( પ્રતિબિમ્બિત ) ચૈતન્ય દ્વારા પરબ્રહ્મ ચૈતન્યના પ્રકાશના વિષેધ પૂર્વક અન્તઃકરણની વૃત્તિ-દ્વારા તે વિષય અજ્ઞાનનો નાશ થવો અંગિકાર કર્યો છે, કેમકે પરબ્રહ્મ સ્વપ્રકાશ સ્વરૂપ છે, એ માટે એનો પ્રકાશ બીજાથી કરી શકાતો નથી. ॥ ८७ ॥



जडपदार्थाकाराकारितचित्त वृत्तेर्विशेषोऽस्ति । तथाहि अयं घट इति घटाकाराकारित चित्तवृत्तिरज्ञातं घटं विषयी-कृत्य तद्गताज्ञातनिरसनपुरःसरं स्वगतचिदाभासेन जल-मपि घटं भासयति । तदुक्तम्—"बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटं तत्राज्ञानं धिया नश्येदाभासेन घटं स्फुरे-दि " ति । यथा प्रदीपप्रभामण्डलमन्धकारगतं घटादिकं विषयीकृत्य तद्गतान्धकारनिरसनपुरःसरं स्वप्रभया तदव-भासयतीति ॥ ८८ ॥

અર્થ—અખણ્ડાકાર અન્તઃકરણની વૃત્તિથી ઘટાદિ જડ પદા-ર્થના આકારે અન્તઃકરણની વૃત્તિનું કાંઇ વિશેષ છે, જેમ ઘડો છે. એવું જે વખ્તે માલૂમ પડેછે. તે વખ્તે ઘડાના આકારવાળી

ચિત્તની વૃત્તિ ઘડાની અજ્ઞાનતા રુપ વિષયને નાશ કરે છે, તેમ અન્તઃકરણની વૃત્તિને પ્રતિબિમ્બિત દ્વારા એટલે સ્વગત ચિદાભાસ દ્વારા ઘડાનો પ્રકાશ કરે છે. આ વિષયને આધાર છે," અન્તઃકરણની વૃત્તિ અને તેના જેવું પ્રતિબિમ્બિત ચૈતન્ય એ બન્ને ઘડાને પ્રાપ્ત થાયછે, પરન્તુ અન્તઃકરણની વૃત્તિદ્વારા ઘડાની અજ્ઞાનતાનો નાશ થાયછે, અને પ્રતિબિમ્બિત ચૈતન્ય દ્વારા ઘડો પ્રકાશિત થાય છે. જેમ અંધારામાં દીવો રાખવાથી દીવાના અજવાળાથી ઘડો અને લુગડાં વિગેરે અન્ધકારમાં દેખાતાં નહોતાં તે દેખાયછે. એવી રીતે અન્તઃકરણની વૃત્તિ દ્વારા ઘટાદિકના અજ્ઞાનનો નાશ થાય છે. અને અન્તઃકરણ પ્રતિબિમ્બિત ચૈતન્ય દ્વારા ઘટાદિકનો પ્રકાશ થાય છે. ॥ ૮૮ ॥

**વિવેચન**—ચિત્તની વૃત્તિ નિરોધ થવાથી બ્રહ્મનું સ્વરૂપ દેખાય છે. શ્રુતિપણ કહેછે કે, એકાગ્ર બુદ્ધિના અગ્રવડે સુક્ષ્મ દર્શી વિદ્વાનો બ્રહ્મને દેખે છે. એમ કહ્યું. એના વિરૂદ્ધ **यतोवाचो निवर्तं** એટલે મન અને વાણી બ્રહ્મને જાણી શકતી નથી- **यन्न मनसा नमनुते** મનવડે કરીને બ્રહ્મના સ્વરૂપને જાણી શકાતો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છેકે, બીજો કોઇ પણ પ્રકાશ કરી સકતો નથી. પોતે પોતાની મેળેજ પ્રકાશે છે ॥ ૮૮ ॥



**एवं भूतस्वस्वरूपचैतन्यसाक्षात्कारपर्यन्तं श्रवणमननिदिध्यासनसमाध्यनुष्ठानस्याप्यपेक्षितत्वात्ते ऽपि प्रद-**

र्श्यन्ते । श्रवणं नाम षड्विधलिङ्गैरशेषवेदान्तानामद्वितीयवस्तुनि तात्पर्य्यावधारणम् । लिङ्गानि तु उपक्रमोपसंहाराभ्यासापूर्वताफलार्थवादोपपत्त्याख्यानि । तदुक्तम्—" उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलं । अर्थवादोपपत्तीच लिङ्गं तात्पर्य्यनिर्णये " ॥ ८९ ॥

**અર્થ**—એવી રીતે પરમાત્મા ચૈતન્યનો સાક્ષાત્કાર થાય છે. તે વખ્તે શ્રવણ, મનન નિદિધ્યાસ, સમાધિ અને અનુષ્ઠાન એ આવશ્યક થાય છે. તેથી હવે શ્રવણાદિનાં લક્ષણ બતાવું છું. છ પ્રકારના લિઙ્ગાદ્વારા અદ્વિતીય બ્રહ્મમાં સમ્પૂર્ણ વેદાન્તના તાત્પર્યને ધારણ કરવું, તેને શ્રવણ કહેછે. એ છ પ્રકારનાં લિઙ્ગ આ છે. ઉપક્રમોપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ. અર્થવાદ, અને ઉત્પત્તિ. બીજા ગ્રન્થોમાં પણ લખ્યું છે.—" પૂર્વે કહેલા છ પ્રકારના લિઙ્ગના તાત્પર્યના અર્થનું નિશ્ચયપણું થાય છે. " ॥ ૮૯ ॥



तत्र प्रकरणप्रतिपाद्यस्यार्थस्य तदाद्यन्तयोरुपादानं उपक्रमोपसंहारौ। यथा छान्दोग्ये षष्ठे प्रपाठके प्रकरणप्रतिपाद्यस्याद्वितीयवस्तुनः " एकमेवाद्वितीय " मित्यादौ " ऐतदात्म्यमिदंसर्वम् " इत्यन्ते च प्रतिपादनम् । प्रकरणप्रतिपाद्यस्य वस्तुनः तन्मध्ये पौनःपुन्येन प्रतिपादनम-

भ्यासः । यथा तत्रैवाद्वितीयवस्तुनो मध्ये तत्त्वमसीति नवकृत्वः प्रतिपादनम् । प्रकरणप्रतिपाद्यस्य वस्तुनः प्रमाणान्तरेणाविषयीकरणमपूर्वत्वम् । यथा तत्रैवाद्वितीयवस्तुनो मानान्तराविषयीकरणम् । फलं तु प्रकरणप्रतिपाद्यस्यात्मज्ञानस्य तदनुष्ठानस्य वा तत्रतत्र श्रूयमाणं प्रयोजनम् । यथा तत्रैव "आचार्य्यवान् पुरुषो वेद, तस्य तावदेव चिरं यावन्न विमोक्षे, अथ सम्पत्स्ये" इत्यद्वितीय वस्तुज्ञानस्य तत्प्राप्तिप्रयोजनं श्रूयते । प्रकरणप्रतिपाद्यस्य तत्र तत्र प्रशंसनमर्थवादः । यथा तत्रैव उत तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमित्यद्वितीयवस्तुप्रशंसनम् । प्रकरणप्रतिपाद्यार्थसाधने तत्र तत्र श्रूयमाणा युक्तिः उपपत्तिः । यथा तत्रैव "यथा सौम्यैकेन मृत्पिडेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं" इत्यादावद्वितीयवस्तु साधने विकारस्य वाचारम्भण मात्रत्वे युक्तिः श्रुयते॥१०॥

**અર્થ:**—જે પ્રકરણમાં જે વસ્તુનું પ્રતિપાદન કરવું યોગ્ય છે, તે પ્રકરણમાં પ્રથમથી તે છેવટ સુધી તે વસ્તુનું પ્રતિપાદન કરવું, તેને ઉપક્રમોપસંહાર કહે છે. જેમકે છાન્દોગ્યના છઠ્ઠા અ-

ધ્યાયના આદિમાં ( एकमेवाद्वितीयंब्रह्म अद्वितीयब्रह्म एकछे ) અને અન્તમાં " આ આત્માજ જગન્મય છે. " આવી રીતે પ્રકરણની પ્રતિપાદ્ય વસ્તુ અદ્વિતીય બ્રહ્મને પ્રતિપાદન કરે છે, એવી રીતે જે પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદન કરવાને યોગ્ય છે, તે વસ્તુનું વારંવાર પ્રતિપાદન કરવું તેને અભ્યાસ કહે છે. છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં પણ જેવી રીતે " तत्त्वमसि " એ વાક્યદ્વારા અદ્વિતીય બ્રહ્મનું નવવાર પ્રતિપાદન કર્યું છે. જે પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદન કરવી યોગ્ય છે, તે વસ્તુ પ્રમાણથી રહિત વિષયને છોડીને પ્રતિપાદન કરે તેને અપૂર્વતા કહે છે. એ છઠ્ઠા અધ્યાયમાં પણ કેવળ ઉપનિષદોના પ્રમાણથી જેવી રીતે અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, એ વિષયમાં બીજા પ્રમાણનું નામ પણ લીધું નથી. જે પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદન કરવાને યોગ્ય હોય છે, તે પ્રકરણમાં તે વસ્તુનું અથવા તે વસ્તુના અનુષ્ઠાનનું શ્રવણ કરવું એ ફળ કહેલું છે. જેમકે તે છઠ્ઠા અધ્યાયમાં લખ્યું છે.—" આચાર્યવાન પુરુષ બ્રહ્મને જાણવામાં સમર્થ થાય છે. " એ જ્ઞાની પુરુષ મુક્તિ પામતા સુધી પ્રતીક્ષા કરે છે; અને મુક્તિ પામવાને પરબ્રહ્મમાં લીન થઈ જાય છે. એવી રીતે અદ્વિતીય બ્રહ્મજ્ઞાનની બ્રહ્મ પ્રાપ્તી થવામાં પ્રયોજન છે. એવું શ્રુતિમાં કહ્યું છે. એ પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદન કરવાને યોગ્ય હોય વસ્તુની **સ્તુતી કરવી** એ અર્થવાદ છે. એવું છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે.—" ગુરુ શિષ્યને કહે છે, હે શિષ્ય ! તેં મને જે બાબતનો પ્રશ્ન કર્યો છે, તે વિષયે તું સાંભળ—નહિ સાંભળેલા પદાર્થનું શ્રવણ કરવું, બૂ-

લેલા પદાર્થનું સ્મરણ કરવું, નહિ જાણેલા પદાર્થને જાણવું, એવી રીતે અદ્વિતીય બ્રહ્મ વસ્તુની પ્રસંશા કરી છે. જે પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદન કરવામાં યોગ્ય હોય, તે પ્રકરણમાં તે વસ્તુનું પ્રતિપાદન જે યુક્તિથી કર્યું હોયછે, તે યુક્તિનું નામ ઉપપત્તિ છે. જેમકે એ છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, "હે સૌમ્ય જેવી રીતે એક માટીના ગોળાનું જ્ઞાન હોવા ઉપરથી સમ્પૂર્ણ માટીના વાસણોનું જ્ઞાન થઈ જાય છે. માટીના ઠોકઆદિ આકૃતિઓ અને નામ કહેવા રૂપ જૂદાં જૂદાં છે, પણ યથાર્થ રીતે જોતાં તે બધું માટીજ છે. એવી રીતે અદ્વિતીય વસ્તુ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં વિકારથી જૂદી જૂદી યુક્તિનાં કથન કહેવામાં આવે છે, પરન્તુ વાસ્તવિક રીતે તે બરાબર નથી. ॥ ૯૦ ॥



मननं तु श्रुतस्याद्वितीयवस्तुनो वेदान्तार्थानु गुणयुक्तिभिरनवरतमनुचिन्तनम् । विजातीयदेहादिप्रत्ययरहिताद्वितीयवस्तुसजातीयप्रत्ययप्रवाहः निदिध्यासनम् । समाधिश्च द्विविधः सविकल्पको निर्विकल्पकश्चेति । तत्र सविकल्पको नाम ज्ञातृज्ञानादि विकल्पलयानपेक्षया द्वितीयवस्तुनि तदाकाराकारितायाश्चित्तवृत्तेरवस्थानम् । तदामृन्मयगजादिभानेऽपि मृद्भानवत् द्वैतभानेऽप्यद्वैतं वस्तु भासते। तदुक्तम भियुक्तैः–"दृशिस्वरूपं गगनोपमं परं सकृद्विभातं त्वजमेक

**मव्ययं । तदेव चाहं सततं विमुक्तं । दृशिस्तुशुद्धोऽहमविक्रियात्मको न मेऽस्ति बन्धो न च मे विमोक्ष " ॥ ९१ ॥**

**શબ્દાર્થ:**—હવે મનનનું લક્ષણ કહું છું. વેદાન્તનું અનુકૂળ યુક્તિથી હમેશાં શ્રવણ કરેલું, ને અદ્વિતીય બ્રહ્મનું ચિન્તવન કરવું, તેનું નામ મનન કહે છે. તત્વજ્ઞાનના વિરોધી દેહાદિ જડ પદાર્થના જ્ઞાનનો ત્યાગ કરી અદ્વિતિય બ્રહ્મના અનુકૂળ જ્ઞાનના પ્રવાહને નિદિધ્યાસ કહે છે. સમાધિ બે પ્રકારની છે. તેમાં પહેલી સવીકલ્પ, ને બીજી નિર્વીકલ્પ. જ્ઞાતા (જાણનાર) જ્ઞાન (જાણવું); અને જ્ઞેય (જાણવા યોગ્ય વસ્તુ). એ ત્રણે બાબતોનું જૂદું જૂદું જ્ઞાન થવાથી અદ્વિતીય બ્રહ્મમાં અખંડાકાર ચિત્તવૃત્તિ રહેવી, એનું નામ સવિકલ્પ સમાધિ કહે છે. જેમ માટીના હાથીથી હાથીનું જ્ઞાન થયા પછી પણ આખરે મૃત્તિકાજ છે તે પ્રમાણે દ્વૈતજ્ઞાન થયા પછી પણ અદ્વૈતજ્ઞાન થાય, એવું જ્ઞાન થાય છે. પછી પણ આ વિષેના આધારમાં પ્રમાણ કહ્યું છે. " સર્વ સાક્ષી, સર્વ વ્યાપી, સર્વોત્કૃષ્ટ, સ્વપ્રકાશરૂપ, જન્મ મૃત્યુ રહિત, નિર્લેપ, અને સર્વદા મુક્ત સ્વભાવ જે અદ્વિતીય બ્રહ્મ છે તે હું છું. ॥ ૯૧ ॥



**निर्विकल्पकस्तु ज्ञातृ ज्ञानादिभेदलयापेक्षया अद्वितीयवस्तुनि तदाकाराकारिताया बुद्धिवृत्तेरतितरामेकीभावेनावस्थानम् । तदा तु जलाकाराकारित लवणानवभासेन जलमात्रावभासवद् द्वितीयवस्त्वाकाराकारित चित्तवृत्त्यनव**

भासेनाद्वितीयवस्तु मात्रमेवावभासते। ततश्चास्य सुषुप्तेश्चा भेदशङ्का न भवति। उभयत्र वृत्त्यभाने समानेऽपि तत्सद्भावासद्भावमात्रेण नयोर्भेदोपपत्तेः॥ ९२ ॥

**શબ્દાર્થ:**—જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય ત્રણે બાબતોના ભેદના જ્ઞાનનો અભાવ ( ત્રણે એક રૂપે જાણવાથી અદ્વિતીય બ્રહ્મ વસ્તુમાં અખંડાકાર ચિત્તની વૃત્તિ થાય, તેનું નામ નિર્વિકલ્પ સમાધિ કહે છે. એ સમાધિમાં જેમ જળમાં મળેલા મીઠાના ખારાપણાનું જ્ઞાન રહે, તેમ અદ્વિતીય બ્રહ્માકાર ચિત્તવૃત્તિ જ્ઞાનની સત્તાનો અભાવ થવાથી બ્રહ્મ વસ્તુ માત્ર જ્ઞાન રહે છે. અર્થાત્ અખંડ બ્રહ્મમાં ચિત્તવૃત્તિ લીન થવાથી, બીજાનું કાંઈ જ્ઞાન થતું નથી, ને અખંડ બ્રહ્મમય જ્ઞાન થાય છે. માટે સુષુપ્તિ અવસ્થાથી નિર્વિકલ્પ સમાધિનો ભેદ, તે કાંઈ ભેદ નથી. એવી આશંકા પણ થતી નથી, કેમકે સુષુપ્તિ અવસ્થામાં અને નિર્વિકલ્પ સમાધિ અવસ્થામાં વૃત્તિજ્ઞાનના અભાવના અંશમાં સમાનતા ઉપરથી પણ વૃત્તિની સત્તા અને સત્તાદ્વારા સમાધિ અને સુષુપ્તિનો ભેદ છે. ॥ ૯૨ ॥



अस्याङ्गानि यमनियमासन प्राणायाम प्रत्याहार धारणाध्यानसमाधयः। तत्राहिंसासत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः। शौचसन्तोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः करचरणादिसंस्थान विशेषलक्षणानि

पद्मस्वस्तिकादीनि आसनानि । रेचकपूरककुम्भकलक्षणाः प्राणनिग्रहोपायाः प्राणायामाः इन्द्रियाणां स्वस्वविषयेभ्यः प्रत्याहरणं प्रत्याहारः । अद्वितीयवस्तु न्यन्तरिन्द्रियधारणं धारणा । तत्रा द्वितीयवस्तुनि विच्छिद्य विच्छिद्य अन्यरिन्द्रियवृत्तिप्रवाहः ध्यानम् । समाधिस्तु उक्तः सविकल्पक एव ॥ ९३ ॥

**શબ્દાર્થ:**—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ સમ્પૂર્ણ નિર્વિકલ્પક સમાધિનાં અંગ છે. અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ આ બધાનું નામ યમ કહે છે. પવિત્રતા, સન્તોષ, તપશ્ચર્યા, અધ્યયન, અને ઇશ્વર પ્રણિધાન એને નિયમ કહે છે. હાથ પગ વિગેરેનું જે વિશેષ સંસ્થાનનું સ્વસ્તિક પદ્મ અને સિદ્ધાસન ઇત્યાદિને આસન કહે છે. રેચક, પુરક, કુમ્ભક વિગેરે વાયુનો નિગ્રહ કરવાના ઉપાયને પ્રાણાયમ કહે છે. શબ્દાદિ વિષયથી શ્રવણાદિ ઇન્દ્રિયને પાછી ખેંચી લેવી, તેને પ્રત્યાહાર કહે છે. અદ્વિતીય બ્રહ્મમાં અન્તઃકરણને અભિનિવેશ કરે તેને ધારણા કહે છે. અદ્વિતીય બ્રહ્મમાં ચિત્તવૃત્તિના પ્રવાહ રૂપે જાય તેને ધ્યાન કહે છે. પહેલાં કહેલી સવિકલ્પ સમાધિનું નામ સમાધિ છે. ॥ ૯૩ ॥

**વિવેચન**—સમાધિના સાધાનની ઇચ્છા થાય તે શગાવવાનાં સાધનો યથાક્રમે કહુંછું. યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગો તે સાધનોનાં છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એને યમ કહે છે; શૌચ સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન (ઇશ્વરભક્તિ) એ નિયમ કહેવાય છે. સ્થિર સુખવડે કરીને ઘણો વખત બેસાય તેને આસન કહેછે. આસનો મુખ્ય ચોરાશી પ્રકારનાં છે. તેમાં સિદ્ધાસન, પદ્માસન, સ્વતિકાસન વિગેરે છે. ડાબા પગની પ્હાની ગુહ્યેન્દ્રિય સ્થાનમાં સ્થાપન કરીને જમણા પગની એડી લિંગમૂળ ઉપર સ્થાપિત કરવી તથા દૃષ્ટિ ભ્રકુટિમાં લગાડવી અને સ્વસ્થ થઇને બેસવું, તેને સિદ્ધાસન કહેછે. જમણા પગનો ફણો ડાબા સાથળપર અને ડાબા પગનો ફણો જમણા સાથળ પર રાખીને જમણા પગનો અંગુઠો બરડાના તરફથી જમણા હાથે પકડવો અને ડાબા પગનો અંગુઠો એ પ્રમાણે ડાબા હાથે પકડવો, અને દૃષ્ટિ નાશિકાના અગ્ર ભાગપર રાખી સ્થિર થઇને બેસવું તેને પદ્માસન કહેછે. જમણા પગનો ફણો ડાબા પગના સાથળ તથા પિંડની વચમાં રાખવો તથા ડાબા પગનો ફણો જમણા સાથળ તથા પિંડના વચમાં રાખી સ્થિર થઇને બેસવું, તેને સ્વસ્તિકાસન કહેછે. સ્વાસ પ્રસ્વાસની ગતિનો ભંગ કરવામાં આવે તેને પ્રાણાયમ કહે છે. તે પ્રણાયમ બાહ્ય, આભ્યંતર, સહિત અને કેવળ એ રીતે ચાર પ્રકારના છે. રેચક તે બાહ્ય પ્રાણાયમ અને પૂરક તે અભ્યંતર પ્રાણાયમ છે. રેચક પૂરક કુંભક કરવો તે સહિત પ્રાણાયમ અને રેચક પૂરક વરજીત તે કેવળ પ્રાણાયમ છે. વાયુને પૂરીને સુષુમણામાં કુંભક કરે અને ગુલફ વડે ગુદા મૂળને પિંડન કરી ખેચરી મુન્દ્રાની સાધ્યતાથી પ્રાણ ધારણ કરી સુષુમણા માર્ગવડે

મૂળાધારથી કુંડળીને જગાડી સ્વાધિષ્ટા, મણીપૂર, અનાહદ, વિશુદ્ધ, આજ્ઞા, નિર્વાણાખ્ય નામથી ક્રમેષટ્ ચક્રક્રમેના ભેદથી હજાર પાંખડીના કમળમાં રહેલા પરમાત્મા સાથે પ્રાણને જોડીને ત્યાં ચિત્તને પવન લાગ્યા વિનાના સ્થિર દીવાની માફક નિશ્ચળ રાખીને પોતાના આત્માને આનંદ રસને પીયેછે, તે પ્રાણાયમ સગર્ભ અને અગર્ભ બે પ્રકારના છે. પ્રવણ આદિ માત્રા સહિતને સગર્ભ કરે છે. અને માત્રા રહિતને અગર્ભ કહે છે. સોળ માત્રાથી ડાબી નાશીકા વડે પૂરક કરે, અને ચોસઠ માત્રા વડે સુષુમણામાં કુંભક કરે, તથા બત્રીસ માત્રા વડે જમણી નાશીકાથી સોળ માત્રાથી પૂરે,ને ચોસઠ માત્રા સુધી સુષુમણામાં કુંભક કરે, અને બત્રીસ માત્રા સુધી ડાબી નાશીકાએ. પ્રાણનો રેચક કરે, (બહાર કાઢે) એવી રીતે પ્રાણાયમ થાય છે. શ્રોત્રાદિક ઇંદ્રિઓને શબ્દાદિ વિષયોથી રોકીને પોતાના સ્વરૂપને આકારે કરે, તેનું નામ પ્રત્યાહાર છે. વિષયમાં જતી વૃત્તિને રોકવી તેને પણ પ્રત્યાહાર કહેછે. તે સંભવિત નથી, એવી શંકા થાયતો, તેનો ખુલાસો એવો છે કે, શબ્દાદિ વિષયોના સાધનથી જે વિષય સુખ મળેછે, તેનાથી ભિન્ન જે વિશેષ આનંદ છે, તેનું કાંઇ પ્રમાણ હોતું નથી, તેથી હીણું ગર્ભાદિ અમૃત્ત ભોગ ઇશ્વરે પણ તજ્યા નથી. એમ જો કહીએ તો તે ખોટું છે, કારણ કે, જે મુઢ અને વિષય લંપટ છે, તેઓનાથી તે વિષયો તજાતા નથી, પણ શુદ્ધ અંતઃકરણથી સંસારને મિથ્યા જોનાર વિષયના દોષ દર્શન વડે, જેમ ઉત્તમ પુરૂષ વિષ્ટાને વિષે દોષ દેખે છે. તેમ જગતના શબ્દાદિ વિષયોને તુચ્છ ગણેથી તજવાને શક્તિમાન થાય છે.

અને ચિતને કોઈ પણ બાબતમાં ઘણું રોકવું તેને ધારણા કહેછે. અને ઉપાસનાથી ચિત્તનિ એકતા કરવી તેને ધ્યાન કહેછે. અને તે રૂપે થઈ જવું તેને સમાધિ કહે છે. ॥ ૯૩ ॥



एवमस्याङ्गिनो निर्विकल्पस्य लयविक्षेपकषायरसास्वादलक्षणाश्चत्वारो विघ्नाः सम्भवन्ति। लयस्तावत् अखण्डवस्त्वनवलम्बनेन चित्तवृत्तेर्निद्रा। अखण्डवस्त्वनवलम्बनेन चित्तवृत्तेरन्यवलम्बनं विक्षेपः। लयविक्षेपाभावेऽपिचित्तवृत्तेरागादिवासनया स्तब्धीभावात् अखण्डवस्त्वनवलम्बनंकषायः। अखण्डवस्त्वनवलम्बनेनापि चित्तवृत्तेः सविकल्पानन्दास्वादनं रसास्वादः। समाध्यारम्भसमये सविकल्पानन्दास्वादनंवा ॥ ९४ ॥

**અર્થ:**—પહેલાં કહેલી યમાદિ અઙ્ગવાળી નિર્વિકલ્પ સમાધિને ચાર વિઘ્ન હોય છે. જેવાંકે લય, વિક્ષેપ, કપાય અને રસાસ્વાદ. અખણ્ડ બ્રહ્મનું અવલંબન કરવામાં નિર્બળ ચિત્તવૃત્તિની જે નિદ્રા છે, એનું નામ લય છે; અખણ્ડ બ્રહ્મનું અવલમ્બન કરવામાં સબળ અન્તઃકરણની વૃત્તિને જે બીજી વસ્તુનું અવલમ્બન છે, તેને વિક્ષેપ કહે છે. લય અને વિક્ષેપ ન થવાથી રાગાદિ વાસનાથી અન્તઃકરણ સ્તબ્ધ થઈ જાય છે, તે સમયે અખણ્ડ બ્રહ્મના અવલમ્બનની નિર્બળતાનુ નામ કપાય કહે છે. નિર્વિકલ્પવાળી

અખણ્ડ બ્રહ્મનું આવલમ્બન કરવામાં નિર્બળ એવા અન્તઃકરણની વૃત્તિના સવિકલ્પ આનન્દના વિશેષ સ્વાદને રસાસ્વાદ કહે છે; અથવા નિર્વિકલ્પ સમાધિના આરમ્ભમાં સવિકલ્પ રસાસ્વાદને પણ રસાસ્વાદ કહે છે. ॥ ૯૪ ॥

**વિવેચન:**—ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય એ ત્રિપુટી પ્રતીત થાય, તેને સવિકલ્પ સમાધિ કહે છે. અને ત્રિપુટી પ્રતીત ન થાય તેને નિર્વિકલ્પ સમાધિ કહેછે. વિદ્વાનોએ કહેલી અષ્ટાંગ સહિત નિર્વિકલ્પ સમાધિના ચાર પ્રકાર છે. તેનાં લય, વિક્ષેપ, કષાય, અને રસાસ્વાદ એવાં ચાર નામ છે. લય બે પ્રકારના છે. ચિરકાળ જડાએલ અષ્ટાંગ સહિત નિર્વિકલ્પ સમાધિના અભ્યાસમાં, તપેલા લોઢાપર પાણીનું ટીપું અથવા તેલ દીપકની માફક, પ્રત્યક અભિન્ન પરમાનંદમાં ચિત્તવૃત્તિનો લય, તેને પ્રથમ લય કહે છે. અને બીજો મૂર્છા અવસ્થા માફક આલસ્ય વડે ચિત્તવૃત્તિના બાહ્ય શબ્દાદિ વિષય ગ્રહણના અનાદર થયે છતે પ્રત્યક્ આત્મ સ્વરૂપનો અવભાસ નથી. વૃત્તિના સ્તબ્ધીભાવ રૂપ નિદ્રા છે. હવે વિક્ષેપ વિષે કહુંછું. અખંડ વસ્તુના ગ્રહણ માટે અંતર્મુખ પ્રવૃત્ત ચિત્તવૃત્તિથી, ચિત્ત અવલંબન રહિત ત્રાસ પામેલા પક્ષી માફક, ફરી બાહ્ય વિષય ગ્રહણ કરે માટે તેને પ્રવૃત્તિ વિક્ષેપ કહે છે. રાગના ત્રણ પ્રકાર છે. બાહ્ય, આભ્યંતર, અને વાસના માત્ર છે. તેમાં બાહ્ય પુત્રાદિ વિષયનો, અભ્યંતર મનોરાજ્યાદિ, અને સંસ્કાર રૂપ વાસનામય; તેમાં અનેક જન્મના અભ્યાસથી બાહ્યાભ્યંતર રાગાદિથી અનુભવથી ઉપજેલા સંસ્કાર વડે ક્લેશ પામેલું ચિત્ત કાંઇક અવણાદિ સા-

ધનથી અંતર મુખ થયા છતાં પણ ચૈતન્ય ગ્રહણ સામર્થ્યના અભાવથી વચમાંજ સ્તબ્ધી ભાવ થાય છે. જેમ રાજાના દર્શન માટે પોતાના ઘેરથી નીકળ્યા; અને રાજ મંદિરમાં પ્રવેશ કરતાં, ત્યાં પેરેગીરે રોકતાં સ્તબ્ધી ભાવ થાય છે, તેમ બાહ્ય વિષયનો પરિત્યાગ કરીને અખંડ વસ્તુને ગ્રહણ કરવા પ્રવૃત્ત થયેલું ચિત્ત રાગાદિ સંસ્કાર વડે સ્તબ્ધ ભાવથી અખંડ વસ્તુનું ગ્રહણ કરે નહિ તે કષાય છે. સવિકલ્પ સમાધિમાં બીજી કહેવા રૂપ ત્રિપુટી જુદી છે, તેનો આનંદ બાહ્ય શબ્દાદિ વિષય પ્રપંચથી ત્યાગ રહિત જોડાયેલી પણ ચૈતન્ય સાથે જોડાએલી નહિ. જેમ નિધિના ગ્રહણને માટે પ્રવૃત્ત થયેલીને નિધિ પાલક ભૂત પ્રેતાદિએ રોકેલી હોવાથી નિધિ પ્રાપ્તિના અભાવે પણ ભૂતાદિ અનિષ્ટ નિવૃત્તિથી પણ મહા આનંદ થાય છે, તેમ સવિકલ્પ સમાધિમાં અખંડ વસ્તુના આલંબન રહિત નિત્ય આનંદરસના અભાવે પણ અનિષ્ટ બાહ્ય પ્રપંચ નિવૃત્તિ જન્મ આનંદ સવિકલ્પ રૂપને બ્રહ્માનંદના ભ્રમવડે આસ્વાદન કરે છે, તે રસાસ્વાદ છે. નિર્વિકલ્પ સમાધિના આરંભકાલમાં અનુભવેલો સવિકલ્પ આનંદનો ત્યાગ કરવો તે વાત તેનાથી સહન થતી નથી તેથી તે ફરી ફરીને તેનું આસ્વાદન કરે છે તેને રસાસ્વાદ કહે છે. ॥ ૯૪ ॥

---

अनेन विघ्नचतुष्टयेन रहितं चित्तं निर्वातदीपवदचलं सदखण्डचैतन्यमात्रमवतिष्ठते यदा तदा निर्विकल्पकः समाधिरित्युच्यते तदुक्तम्–" लये सम्बोधयेच्चित्तं विक्षिप्तं

शमयेत्पुनः । सकषायं विजानीयाच्छमप्राप्तं न चालयेत् । नास्वादयेद्रसं तत्र निःसङ्गःप्रज्ञया भवेत्" । इत्यादि "यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता" इत्यादि च ॥९५॥

**અર્થ**—જે વખ્તે પહેલા કહેલા ચાર પ્રકારના વિઘ્ન વગરનું ચિત્ત થઇને વાયુ વગરના સ્થાનમાં સ્થિર દીવાની પેઠે અચળ થઇને એક અખણ્ડ ચૈતન્ય માત્રના ચિન્તવનમાં તત્પર થાયછે, તે વખ્ત ચિત્તને નિર્વિકલ્પ સમાધિ કહેછે. આ વાતને શ્રુતિનું પ્રમાણ પણ છે.—" લયરૂપ વિઘ્ન ઉત્પન્ન થવાથી અન્તઃકરણમાં ઉદ્વેગને ઉત્પન્ન કરે, અન્તઃકરણના વિક્ષેપ રૂપ વિઘ્નનો તિરસ્કાર કરેથી તેને શાન્ત કરે; કષાય રૂપ વિઘ્નવાળા ચિત્તને જાણીને નિવૃત્ત કરે. જે વખ્તે અખણ્ડ બ્રહ્મમાં પ્રણિધાન થાય તે વખ્તે અન્તઃકરણને ચલાયમાન કરતું નથી. તે વખ્તે સવિકલ્પ કોઇ આનન્દ આસ્વાદન કરતો નથી. અને પ્રજ્ઞાદ્વારા નિઃસંગ થઇ જાય છે. આને માટે સ્મૃતિનું પ્રમાણ છે.—" જેવી રીતે વા વગરની જગામાં દીવો સ્થિર થઇ નિશ્ચલ થાય છે, તેવી રીતે પ્રણિધાન થવાથી અન્તઃકરણ નિશ્ચલ થાય છે, " ॥ ૯૫ ॥

**વિવેચન**—પૂર્વે કહેલી ચારવિધીની નિવૃત્તિનું ફળ કહ્યુંછું.

**अनेनेति** ॥ લય આદિ વિઘ્ન રહિત ચિત્ત જ્યારે સ્થિર દીવાની માફક અખંડ ચૈતન્ય માત્ર બાકી રહે છે. ત્યારે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. જ્યારે વિષયના સુખ દુઃખ વિગેરેથી સંગરહિત સ્થિર બુદ્ધિ વાળો થાય ત્યારે સ્થિર પ્રજ્ઞ થાય છે. ગીતામાં ભગવાને પણ કહ્યુંછે કે ॥

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनो गतान् आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

ते माटे लयआदि विघ्नोथी रहित चित्त चिन्मात्रतामां रहेछे. तेने निर्विकल्प समाधि कहेछे. आनिर्विकल्प समाधिमां पोताना गुरुए उपदेश करेला मार्गे यथा मति कांइक विचाराय छे. चित्तनी क्षिप्त, मूढ, विक्षिप्त, एकाग्र, अने निरुध्ध एम पांच भूमिकाछे, तेमांथी पहेलानी त्रण बाद करतां पाछळनी बे भूमिका बाकी रही ते भूमिका वाळा समाधिने लायक छे.

मनुष्य देहमां देवनी संपत्ति, लौकिक शास्त्रमां वासना रहे छे, एवा चित्तने चित्तक्षिप्त कहे छे. निद्रा, तंद्रादि ग्रस्तचित्त मूढ छे. कदाचित् ध्यान युक्त करेलुं चित्त बहिर्गमन स्वाभाव वाळुं कहेला क्षिप्तादि विशिष्ट पणा वडे होय ते विक्षिप्त चित्तछे. आ समाधिना अष्टांकमां यम, नियम, आसन, प्राणायाम, अने प्रत्याहार ए पांच बहिर रंग साधनो कहेवाय छे. ॥ ९५ ॥



अथ जीवन्मुक्तलक्षणमुच्यते। जीवन्मुक्तो नाम स्वस्वरूपाखण्डे ब्रह्मणि साक्षात्कृते सति अज्ञानतत्कार्य्यसञ्चित कर्म्मसंशयविपर्य्ययादीनामपि बाधितत्वादखिलबन्धरहितो ब्रह्मनिष्ठः । " भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः क्षीयन्ते चास्य कर्म्माणि तस्मिन्दृष्टे परावरे " । इत्यादि श्रुतेः ॥ ९६ ॥

**અર્થ**—હવે જીવન્મુક્તનાં લક્ષણ નિરૂપણ કરૂં છું. જે પુરૂષ અખણ્ડ ચૈતન્ય સ્વરુપ બ્રહ્મજ્ઞાન થવાથી પછી **અને બીજા પ્રકારના** અજ્ઞાનનો નાશ થવાથી સર્વવ્યાપી ચૈતન્ય સ્વરુપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને અજ્ઞાન અને અજ્ઞાનનાં કાર્ય્ય એકઠાં કરેલ પાપ, પુણ્ય, સંશય, અને ભ્રમાદિને દૂર કરીને સંસાર બન્ધનથી વિમુક્ત થઇને બ્રહ્મનિષ્ટ થાયછે, તેને જીવન્મુક્ત કહે છે. એને શ્રુતિનું પણ પ્રમાણ છે.--" સર્વશ્રેષ્ટ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી હૃદયનો ભ્રમ નાશ પામે છે, સમ્પૂર્ણ સંશય દૂર થઇ જાયછે, અને સારાં નરસાં કર્મ્મનાં ફળ નાશ થઈ જાય છે. ॥ ૯૬ ॥

**વિવેચનઃ**—ધ્યાન, ધારણા અને સમાધિ એ ત્રણ મનના વિષય હોવાથી +સંપ્રજ્ઞાત સમાધિનાં *અંતરંગ સાધન છે. જો કે પાતાંજળી ભગવાને ભૌતિક ભૂતની તનમાત્રા ઈંદ્રિય, અહંકાર અને વિષય, એવા પ્રજ્ઞાસમાધિના ઘણા પ્રકાર કહેલા છે. તોપણ તેમાં અંતર ધ્યાનવડે આકાશમા જવા વિગેરેની સિદ્ધિઓથી મુક્તિમાં વિરોધ થાય છે, તેથી મોક્ષેચ્છુ પુરૂષે તે સિદ્ધિઓનો અનાદર કરવો. શ્રીરામચન્દ્ર ભગવાન વશિષ્ટ મુની પ્રત્યે પુછે કે, હે મહારાજ આત્માને જાણવાવાળા જીવન મુક્તને શરીરોની આકાશમાં જવા વિગેરેની સિદ્ધિયો કેમ નથી દેખાતી. વશિષ્ટ કહે છે કે, હે રામચંદ્રજી આત્માને જે જાણતો નથી, તે પુરૂષને મુકતી મળતી નથી, પણ તે સિદ્ધિઓની જાળમાં ફસાય છે. દ્રવ્ય, મંત્ર

+સારી રીતે જાણવું. *મનને વશ કરવાનું સાધન છે.

અને ક્રીયા, કાળયુક્ત કરવાવાળા પુરૂષ સિદ્ધિઓને પાંમે છે. આત્મજ્ઞ પુરૂષનો એ વિષય નથી. આત્મજ્ઞ પુરૂષ તો આત્માવડે આત્મદર્શિ છે. આત્માવડે આત્મામાં સંતુષ્ટ છે. અવિદ્યા તરફ તે દોડતા નથી. દ્રવ્ય, મંત્ર અને કાળ ક્રીયા કરવાવાળા સાધુને સિદ્ધિના આપનાર પરમાત્મ પદને આત્મ વિષે તો સંપ્રજ્ઞાત સમાધિ અને વાસના ક્ષય નિરોધ સમાધિ છે, ત્યાં સુધી હું તું છે. તે માટે તે આદર કરવા યોગ્ય છે. અને હવે પાંચ ભૂમિકા આરૂઢ ચિત્તની નિરોધ સમાધિનું લક્ષણ નિરૂપણ કરૂછું યોગ સૂત્ર **व्युथाननिरोधसंस्कार योरभिभवप्रादुर्भावौ निरोधलक्षणचित्तान्वयो निरोधः परिणामः इति ॥** સમાધિના વિરોધિ વ્યુથાન સંસ્કારોના હેતુવડે યોગી હમેશ પ્રયત્નથી દરેક ક્ષણે ઉત્પન થાય છે. તેના વિરોધિ નિરોધ સંસ્કાર ઉત્પન્ન થાય છે. તેમ નિરોધ થઈ એકજ ક્ષણમાં ચિત્ત તેની પાછળ જાય છે. તેનું આવી રીતે જ્યારે પરિણામ થાય છે. ત્યારે તેને અસંપ્રજ્ઞાત નામ સમાધિ કહે છે આ એ સમાધિ જીવન મુક્તની છે. બીજાની નથી. જીવન મુક્તનુ લક્ષણ એ છે કે, જીવતો પુરૂષજ કર્તાપણુ, ભોક્તાપણુ, સુખ દુખાદિ લક્ષણ બધાં જે ચિત્ત રૂપ ધર્મ તે કલેશ રૂપ હોવાથી બંધન છે. તે બંધનથી રહીત પુરૂષની બ્રહ્મને વિષે નિષ્ટા છે. એવા પુરૂષ તે બ્રહ્મનિષ્ટ જીવન મુક્ત થાય છે. ગુરૂ શ્રુતિ અને સ્વાનુભવવડે બ્રહ્મ અને આત્માના એકપણાનુ વિજ્ઞાન મૂળ અજ્ઞાન અને તેનું કામ સંચિત કર્માદિનુ બંધન હોવાથી સર્વે સંશયો નાશ પામે છે, તે પ્રમાણે શ્રુતિ પણ કહે કે: **भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः॥**

**क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ इति ॥** બ્રહ્મ અને આત્માના ઐક્યપણાને જ્ઞાનવડે હૃદયની ગ્રંથી ભેદાય છે. સર્વે સંશયો છેદાઈ જાય છે. અને સર્વે કર્મો ક્ષય થાય છે તેને જીવન મુક્ત કહેવાય છે. ॥ ૯૬ ॥



**अयन्तु व्युत्थानसमये मांसशोणितमुत्रपुरीषादिभाजनेन शरीरेण आन्ध्यमान्द्यापटुत्वादिभाजनेनेन्द्रियग्रामेण अशनाया पिपासा शोकमोहादिभाजेननान्तःकरणेन च तत्तत्पूर्वपूर्ववासनया क्रियमाणानि कर्म्माणि भुज्यमानानि ज्ञानाविरुद्धान्यारब्धफलानि च पश्यन्नपि बाधितत्वात् परमार्थतो न पश्यति यथा इन्द्रमिन्द्रियजालं पश्यन्नपि परमार्थमिदमिति न पश्यति। "सचक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव समना अमना इव सप्राणोऽप्राण इव ॥ इत्यादिश्रुतेः। उक्तश्च ॥ सुयुक्तवज्जाग्रति यो न पश्यति द्वयञ्च पश्यन्नपि चाद्वयत्वतः। तथापि कुर्वन्नपि निष्क्रियश्च यः स आत्मविन्नान्य इतीह निश्चयः इति ॥ ९७ ॥**

**અર્થ:**—જેવી રીતે સાધારણ પુરુષ ઈન્દ્ર જાળના પદાર્થોને જોઈ વિચાર કરેછેકે, આ ઇન્દ્ર જાળના પદાર્થ મૂળ (પ્રકૃત) દૃશ્યમાન પદાર્થ નથી; તેવી રીતે જીવન મુક્ત પુરુષ જાગ્રદવસ્થામાં

લોહી, માંશ, વિષ્ટા, મૂત્રાદિનું પાત્ર એવું શરીર દ્વારા, તેને આંધળા બ્હેરાપણું વિગેરે દોષોનું પાત્ર એવી ઇન્દ્રિયોના દ્વારા અને ભૂખ તરશ, શોક, મોહ વિગેરેનું પાત્ર એવું અન્તઃકરણ દ્વારા, પ્રથમ વાસનાથી ઉત્પન્ન થયેલા જ્ઞાનના વિરોધી સંચિત્ કર્મોનાં ફળ ભોગવ્યા પછી દૃસ્યમાન આ જગત્ મિથ્યા છે, એવો વિચાર કરે છે. આને માટે શ્રુતિનું પણ પ્રમાણ છે.—" જીવન્મુક્ત પુરુષ બાહ્ય વસ્તુને દેખતો છતાં આંધળાની પેઠે વ્યવહાર કરે છે; સાંભળતાં છતાં બ્હેરાના જેવો વ્યવહાર કરેછે; મન છતા વગર મન વાળાની પેઠે વર્તેછે; અને પ્રાણવાળો છતાં પ્રાણ વગરનાની પેઠે વર્તે છે." એને જગત પણ કહેછે, "જાગ્રત અવસ્થામાં સુષુપ્તિની પેઠે બાહ્ય વસ્તુમાં વ્યવહાર કરે છે. જે દ્વૈત વસ્તુ છે, તેને પણ અદ્વૈત કહેછે, ને કર્મ કરતે સતે અન્તઃકરણને નિષ્ક્રય માને છે. તે બ્રહ્મ પરાયણ પુરુષ નિશ્ચય કરીને જીવન્મુક્ત છે." આ વગર બીજાને જીવન્મુક્ત કહેવાતો નથી. ॥ ૫૭ ॥



अस्य ज्ञानात्पूर्वं विद्यमानानामेवाहार विहारादिनां अनुवृत्तिवच्छुभवासनानामेवानुवृत्तिर्भवति शुभाशुभयो-रौदासीन्यं वा । तदुक्तम् " बुद्धाद्वैतमतत्त्वस्य यथेष्टा-चरणं यदि । शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ।

ब्रह्मवित्त्वं तथा मुक्त्वा स आत्मज्ञो न चेतरः'' इति ॥९८॥

અર્થ—આ પૂર્વે કહેલા જીવન્મુક્તને જ્ઞાન થવાથી પ્રથમ શમ દમાદિ ગુણોથી નઠારી વાસનાનો નાશ થાય છે, તેથી સંસાર દશામાં જેમ આહાર વિહાર આદિમાં અભિમાન વગરનો થઇને પ્રવૃત્તિ કરે છે, એવી રીતે તત્વજ્ઞાન થયા પછી પણ આહાર વિહાર આદિમાં પ્રવૃત્તિ રહેછે, પરન્તુ તત્વજ્ઞાન થયા પછી અશુભ વાસનાની પ્રવૃત્તિ બિલકૂલ થતિ નથી, તદન શુભ વાસનાઓને અનુસરતાં કામ થયાં જાય છે. અથવા શુભ વાસના તથા અશુભ વાસના એ બન્નેમાં પણ ઉદાસીન વૃત્તિ રહે છે. તેથી જીવન્મુકત થયેલો પુરુષ પોતાની ઇચ્છા પૂર્વક આચરણ આચરતો નથી. એ સિદ્ધ થયુ. આ વિષયને ગ્રન્થાન્તરમાં પણ પ્રમાણ છે. "જે કોઇ પુરુષ એક બ્રહ્મ તત્વને જાણે, અને પોતાની ઇચ્છાથી વર્તે તો ફરી અપવિત્ર પદાર્થના ભક્ષણમાં લાગી રહેલો કુતરો અને એ બ્રહ્મવેત્તા સરખા જાણવા" અને જે જીવન્મુક્ત છે, એને "બ્રહ્મજ્ઞાનિ છું" એવું અભિમાન રહેલું નથી, તેનો આધાર આ છે—"બ્રહ્મવેતાપણું પ્રાપ્ત થઇ જીવન્મુક્ત પુરુષ પોતાના આત્માને તદન જાણે છે, બીજું કાંઇ જાણતો નથી. અભિમાન પણ કરતો નથી. ॥ ૯૮ ॥

तदानीममानित्वादीनि ज्ञानसाधनानि अद्वेष्टृत्वादयश्चालंकारवदनुवर्तन्ते। तदुक्तं—उत्पन्नात्मावबोधस्य ह्यद्वेष्टृ-

त्वादयो गुणाः । अयत्नतो भवन्त्यस्य नतु साधनरूपिणः"
इति ॥ ९९ ॥

**અર્થ:**—આ જીવન મુક્ત અવસ્થામાં માનરહિતપણુ, દમ્ભરહિત, દ્વેષાદિ રહિતપણું, નિર્લોભપણું, અમાત્સર્ય, અહિંસા, આદિ જ્ઞાન સાધન સદ્‌ગુણ અલંકાર જેવા આવા તત્વજ્ઞાનીની પાછળ પાછળ ચાલ્યા આવેછે. આ વિષયને વાર્તિક ગ્રન્થનું એક પ્રમાણ છે—"જેને આત્મ બોધ ઉત્પન્ન થયોછે, તેને અદ્વેષપણું, અનભિમાનપણું, જીદગીપણું, અહિંસાદિક ગુણ વગર મહેનતેજ પ્રાપ્ત થાય છે, પરન્તુ એ ગુણ એને સાધન રૂપ થતા નથી. ॥૯૯"

—※—

किंबहुना अयं देहयात्रामात्रार्थमिच्छानिच्छा परेच्छा प्रापितानि सुखदुःखलक्षणान्यारब्धफलान्यनुभवन्नन्तः करणाभासादीनामवभासकः सन्तदवसाने प्रत्यगानंदपरब्रह्मणि प्राणेलीने सति अज्ञानतत्कार्य्यसंस्काराणामपि विनाशात् परमकैवल्यमानन्दैकरसमखिलभेदप्रतिभासरहितमखण्डं ब्रह्मावातिष्ठते । "नतस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवलीयन्ते विमुक्तश्च विमुच्यते" इत्येवमादिश्रुतेः ॥ १०० ॥ इतिवेदान्तसारः समाप्तिमितः ॥

**અર્થ**—કિમ્ બહુના, આવા જીવન મુક્ત પુરુષ શરીર યાત્રાના નિર્વાહ અર્થે ( અર્થ ) ની ઇચ્છા અઇચ્છા અને પરઇચ્છા એ ત્રણ પ્રકારના પ્રારબ્ધ કર્મથી ઉત્પન્ન થયેલા સુખ દુઃખનો અનુભવ કરનારો સાક્ષિ ચૈતન્ય રુપ બુદ્ધિ આદિનો પ્રકાશક થઈ પ્રારબ્ધ કર્મના ભોગના અન્તમાં સચ્ચિદાનંદ રુપ પરબ્રહ્મમાં પ્રાણોનું લીન થવાથી, અજ્ઞાન અને અજ્ઞાનનાં કાર્ય રુપ પૂર્વ સંસારના નાશનો હેતુ પરમ કૈવલ્ય રુપ સચ્ચિદાનંદ મય અદ્વૈત પૂર્ણ બ્રહ્મમાં અવસ્થિત રહી અનિર્વચનીય કૈવલ્યાનંદનો ભોગ કરતા છે. આને માટે શ્રુતિનું પ્રમાણ છે—“ જીવન્મુક્ત પુરુષ દેહનો ત્યાગ કરે છે, ત્યાર પછી બીજા લોકો ( સ્વર્ગાદિમાં ) માં જતા નથી. તે સચ્ચિદાનંદ મય પરબ્રહ્મમાં લીન થઇ જાય છે, અને અસાર સંસારના બન્ધનથી છુટીને પરમ બ્રહ્માનંદમાં નિમગ્ન થઈ જાય છે. ” ॥ ૧૦૦ ॥

**વિવેચન**—આ પ્રતિપાદન કરેલા વેદાન્તસાર નામના ગ્રંથમાં મૂળ અજ્ઞાનની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને માટે જેઆ અવિદ્યાકૃત્ સકળ જગત્ જણાય છે, તેનું બ્રહ્મને વિષે અધ્યારોપ અપવાદથી વિસ્તાર સહિત નિઃપ્રપંચપણું પ્રતિપાદન કરીને તેના સાધન શ્રવણાદિક સપ્રપંચ કહ્યાં. તેનો અધિકારી **તત્ત્વમસિ** આદિવાક્ય સાંભળીને બ્રહ્મને આત્માના એકપણાના સાક્ષાત્કાર વડે, સકળ ભેદ બુદ્ધિનો નાશ કરીને જીવન્મુક્તપણું દેખાડયું, એટલું કાર્ય બસ છે.

વિશેષ લખવાથી શું? જીવન્મુક્તને સ્વપ્રકાશ આત્માનંદનો અનુભવ એક નિષ્ઠાની ભેદ પ્રતીતિના અભાવે પણ અવિદ્યાલેશ વસાતથી પ્રારબ્ધ કર્મ ભોગવવાને ભિક્ષાટન આદિ દેહ નિર્વાહ માત્ર ક્રિયા બાકી રહે છે. બ્રહ્મ રૂપજ થાય છે. એ પ્રમાણે ઉપહાર કરે છે. કિંબહુના, પ્રારબ્ધ ફળ ત્રણ પ્રકારનાં છે. સ્વેચ્છાકૃત, પરેચ્છાકૃત, અને અનિચ્છાકૃત તેમાં ઉત્થાન દશામાં ઇશ્વર પ્રેરિત પોતાની ઇચ્છાએ કરે તે સ્વેચ્છાકૃત. ભિક્ષાટન આદિ સમાધિ અવસ્થામાં શિષ્યઆદિયે આપેલા અન્નાદિ, તે પરેચ્છાકૃત. સમાધિ અવસ્થામાં અથવા સુષુપ્તાનદશામાં આકાશ ફળપાતની માફક અકસ્માત્ પથરાનું પડવું, કાંટા વાગવા, ઇત્યાદિ અનેચ્છાકૃત. તે આ જીવન્મુક્ત પુરૂષ ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ કર્મ પામીને સુખ દુઃખનો અનુભવ કરે છે. એજ બુદ્ધિ આદિને સાક્ષી પણાવડે સર્વ જણાય છે. તે પ્રારબ્ધ કર્મને ભોગવી ક્ષય કર્યે સતે પ્રત્યેક અભિન્ન પરમાત્મામાં પ્રાણ આદિનો લય કરીને પછી અવિદ્યાકૃત સંસાર નાશ કરીને કૃતકૃત્ય થઈ સર્વ ભેદ પ્રતિભાસ ગળી જાયછે અને બ્રહ્મજ બાકી રહેછે. એ પ્રમાણે બધા વેદનું તાત્પર્ય છે. આ જીવન મુક્તને બુદ્ધિ આદિ ઉપાધિના વિલયથી નાશ થઈ ઘટાદિ ઉપાધિથી આકાશની માફક વિનિર્મુક્ત થાય છે. આ વાક્યમાં આચાર્ય પ્રમાણ આપે છે **“न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः। न मुमुक्षुर्न वा मुक्त इत्येषा परमार्थता”** પરમાર્થ પણાથી નિરોધ નથી, ઉત્પત્તિ નથી, બન્ધન નથી, સાધક નથી,

મુમુક્ષુ નથી અને મુકત પણ નથી. આ જીવન મુકતની ઉપાધિનો નાશ થતી વખતે પ્રાણનામે સૂક્ષ્મ શરીર તપાવેલા લોઢાની ઉપરમાં પાણીનું ટીંપુ જેમ નાશ પામે છે, તેમ પ્રત્યેક અભિન્ન પરમાનંદ સ્થૂળ અવયવોને જૂદા જાણેતો સ્થૂળ શરીરની ઉત્પત્તિ થતી નથી

અહિઆં શ્રુતિ કહેછે કે **નतस्येति** । આ જીવન્મુકત જીવતો છતાં પણ દૃષ્યમાન રાગદ્વેષ આદિ બંધનથી વિષય મુકત થઈ તેના દેહનો પાત થયા પછી તે પુનઃદેહ ધારણ કરતો નથી. એટલે મુકત થાયછે. **એ** પ્રમાણે શ્રુતિ પણ કહેછે કે, **विमुक्तश्चेति** । તેમજ બ્રહદારણ્યમાં પણ કહ્યું છે કે, જેની સર્વ કામનાઓ પોતાના હ્રદયમાં સમાઈ જાય છે, તેજ મુકત થાય છે, અને તે મૃત્યુથી *અમૃત થઈ બ્રહ્મપણાને પામે છે. વશિષ્ઠમુની પણ કહેછે કે, જીવન્મુકતપદનો ત્યાગ કરીને પછી પોતાના દેહનો ત્યાગ કરેછે તે વિદેહ મુકત થાય છે. આવો અસંગ પુરૂષ આકાશની માફક સર્વ વ્યાપક નિત્ય છે. તથા પાપથી રહિત છે. ઇત્યાદિ શ્રુતિઓએ પ્રત્યક્ષ આત્માનું નિત્યપણું, પરિપૂર્ણપણું, કુટસ્થપણું કહ્યું છે, તેથી ઉત્પત્તિ આપત્તિ, વિકૃતિ, અને સંસ્કાર એ ચાર પ્રકારની ક્રિયાના ફળથી વિલક્ષણપણાવડે વિદ્યાથી નિત્ય નિવૃત્ત થાયછે. અને અવિદ્યામાં વિટાએલાને ફરી આત્મા પ્રાપ્ત થાય છે, એવું કહેવા માત્ર છે. આત્મા કાંઇ જતો નથી, ※તેથી ચૌદલોકમાં આરોપિત લોકાન્તરમાં ગમન કરતો નથી, માટે સાલોક્ય આદિ

* મરે નહિ તે અમૃત. ※ ચૌદલોકમાં જવું.

મુકિત મળવાનો સંભવ નથી. હવે શંકાકાર કહેછે કે, આ પ્રાપ્તની પ્રાપ્તિ ક્રિયા સાધ્ય થાય છે, પણ પ્રાપ્તિની પ્રાપ્તિમાં પુરૂષાર્થપણું કેવી રીતે થાય છે, તેનો ઉત્તર એવો છે કે, પ્રાપ્તિ કરવામાં પણ પુરૂષાર્થ સંભવે છે. જેમકે પોતાની છાયાને રાક્ષસ જાણુવાવાળા, ભૂલી ગયેલા ડોકગાના ઘરેણાવાળા ભ્રાન્તિવાન પુરૂષને કોઇ સ્નેહિના કહેવાથી ભ્રાન્તિ ભાગે છે. આ ઠેકાણે પણ પુરૂષાર્થ જોવામાં આવે છે. વશિષ્ટ અને ભીષ્માદિ મુકત પુરુષો કે જેઓ અપરોક્ષ જ્ઞાની હતા, તેઓને પુનર્જન્મ ધારણ કરવો પડ્યો હતો. તોપછી આપણા જેવા અલ્પજ્ઞાનીને મુકતી મળશે તેની શી ખાત્રી, એવી શંકા કરવી નહિ, કારણ કે જ્ઞાનની ઉત્પત્તિ, સમયેજ મોક્ષ થાયછે. આવા જ્ઞાન સાથે બીજા પણ થોડા ઘણા ઉપાયમાંથી મેળવાનો છે, એમ કહ્યું છે, તેને શાસ્ત્રનું પ્રમાણ છે, તે એકે **ब्रह्मविद् ब्रह्मैव भवति । तरति शोकमात्मवित्** ઇત્યાદિ શ્રુતિયોએ જ્ઞાનની ઉત્પત્તિ સમયેજ મુકિત મળશે, એવું કહેલું છે. જ્ઞાની પ્રારબ્ધ શેષથી તીર્થમાં કે ચાંડાલના ઘરમાં શરીર છોડે, તે વખતે તેને સ્મૃત્તિ નાશ પામે, તોપણ જ્ઞાન પ્રાપ્ત સમયેજ શોક હણાઇને કૈવલ્ય મુકિતનેજ પામે છે. અને વશિષ્ટાદિકતો અધિકારી પુરૂષો હોવાથી જ્યાંસુધી અધિકાર પ્રારબ્ધ વેગની સાથે જોડાયેલ છે, ત્યાંસુધી શ્રાપાદિના સ્વીકાર કરવાથી અવાંતર દેહ પાતથી પણ તે દેહના ભાવિભોગ નિવારવાને અશક્ય હોવાથી પ્રારબ્ધ ભોગવ્યાવિના ક્ષય થતો નથી. ભગવત્ વ્યાસાદિ અધિકારીને જ્યાંસુધી અધિકાર રહે ત્યાંસુધી એ પ્રમાણે છે. તથા

આમારા સરખાનાં પ્રારબ્ધ કર્મથી અનેક દેહારંભનો સંભવ છતાં પણ છેવટના જન્મવિના અપરોક્ષ જ્ઞાન થતું નથી. એમાં વામદેવનું દૃષ્ટાંત છે. શંકાકાર કહેછે કે, જ્ઞાનીને પણ સ્વપ્નાવસ્થામાં દેહાંતર સ્વીકાર થાયછે, તેની માફક મુક્તોને પણ ફરીને દેહાંતરનો સ્વીકાર કેમ ન હોય ? એ શંકા દૂર કરવા કહુંછું કે, કંઠાભૂષણ વિસ્મૃતિની ભ્રાંતિ દૂર થાયછે, તેની પેઠે એ શંકા રહેલી નથી. જે દેહમાં દૃઢ અપરોક્ષ જ્ઞાન થાયછે, તે દેહપાત પર્યંતજ સંસારનું દર્શન છે. પૂર્વે પણ પરમાર્થથી સંસાર દર્શન હતુંજ નહિ. બ્રહ્માત્મવિજ્ઞાન દૃઢ ઉત્પન્ન થયે મુક્તિ આપનાર, એ જ્ઞાનના પ્રસાદથીજ જન્મ મરણનાં બંધનથી મુક્ત છે.

